હિંદના લોકના ટૂંકા ઇતિહાસનો

# શબ્દાર્થ કોષ.



( પુષ્કળ વ્યુત્પત્તિ, પર્યાય અને સમજુતી સહિત. )

લખનાર.

## દયાશંકર શામજી ત્રિપાઠી.

તાલુકા સ્કુલમાસ્તર

અંજાર—કચ્છ.

અમદાવાદ.

મામાની હવેલીમા યુનાઇટેડ પ્રિન્ટિંગ અને જનરલ

એજન્સી કંપની "લિમિટેડ" ના પ્રેસમાં

રણછોડલાલ ગંગારામે છાપ્યો.



સંવત ૧૯૪૨. સન ૧૮૮૬.

કિંમત રૂ૦—૬—૬

હિંદના લોકના ટૂંકા ઇતિહાસનો

# શબ્દાર્થ કોષ.

( પુષ્કળ વ્યુત્પત્તિ, પર્યાય અને સમજુતી સહિત. )

લખનાર.

दयाशंकर शामजी त्रिपाठी.

તાલૂકા સ્કૂલમાસ્તર

અંજાર—કચ્છ.

અમદાવાદ.

મામાની હવેલીમાં યુનાઇટેડ પ્રિન્ટિંગ અને જનરલ
એજન્સી કંપની "લિમિટેડ" ના પ્રેસમાં
રણછોડલાલ ગંગારામે છાપ્યો.



સંવત ૧૯૪૨.　　સન ૧૮૮૬.

કિંમત રૂ૦—૬—૬

# अर्पण पत्रिका.

## રા. રા. છોટાલાલ સેવકરામ—

**કચ્છ દેશાધિપતિ મહારાજાધિરાજ મહારાઓ**
**શ્રીના પ્રથમ શિક્ષક અને પાછળથી સેક્રેટરી સાહેબ.**
**મુ. ભુજ.**

**હરિગીત છંદ.**

શુભ પુત્ર સેવકરામના સત્પાત્ર છોટાલાલજી,
છો સુજ્ઞ સ્નેહ નિધાન સદ્ગુણ ખાણ બુદ્ધિ વિશાલજી;
દીપે સદા દિલમાંય જેને દેશ હિતની કામના,
અભિમાન રહિત અહર્નિશા જન સર્વને સુખ ધામના. ૧
ન્યાયી નિપુણ નિષ્કપટ ઉરના જન હિતૈષિ જરૂર છો,
અભિલાષિ સારી વાતના સદ્ધર્મના અંકૂર છો;
સૌજન્ય સાગર સુશિલ દીલ દયા રસે દરિયાવશું,
પામ્યા રૂડી પદ્વી પ્રયત્નથી પરમ બુદ્ધિ પ્રભાવશું. ૨
મન વૃત્તિ કૃતિ નિર્મળ નિરંતર સત્યવકતા સર્વદા,
નથી ક્રોધને વિશ્રામ આપે આપિયો મનમાં કદા;
વિદ્યા વિલાસિ વિશેષ અભિરૂચિ ઊગીઓ બહુ આપમાં,
વસિયા દિસે વિનયાદિ ગુણ ગંભીર મોટે માપમાં. ૩
હિત દૃષ્ટિ સૌના કામમાં પરિપૂર્ણ પેખિ તમો તણી,
સર્વે પ્રજા નિજ બંધુ સમ તમ પર ધરે પ્રીતી ઘણી;
પ્રતિ દિવસ વધતી પદ્વી સાથે નમ્રતા વધતી દીશે,
વસિ સભ્યતા છે અચળ થળ ગણિ આપના અંતર વિષે. ૪
કચ્છાધિપતિ પાસે વસી જન હીત કાર્ય કરાવતા,
વિદ્વાન ગુણિ કવિયો વિષે આદર અપાર ધરાવતા;

છો આપ પણ વિદ્વાન ગૂંથ્યા ગ્રંથ ગુણકારી ઘણા,
ગુજરાતિ ભાષા રાણિના શ્રંગાર સમ શોહામણા. ૫
શ્રીમંત કચ્છ મહીપના સદ્ગુણ નિધી સેક્રેટરી,
મમતા વળી મુજ પર ધરો છો શ્રેય અંતરમાં ધરી;
એ અધિક સૈ આભારના સંભારણા સારૂ કરી,
ગ્રંથાર્પણ કોડે દયાશંકર કરે ઊલટ ધરી. ૬

આપનો અતિ આજ્ઞાનુસારી સેવક
લખનાર.



# પ્રસ્તાવના.

હાલ થોડીક મુદત થયાં મે. મહીપતરામસાહેબ કૃત ઇતિહાસને બદલે મે. ડા. હંટર સાહેબ કૃત ઇતિહાસ શાળાઓમાં ચલાવવાનું ઠર્યુંછે. પરંતુ તે માંહેલા અઘરા શબ્દોને લીધે વિદ્યાર્થીઓને તે સમજવામાં કેટલીક અડચણ પડતી જણાઈ; તે દૂર કરવાના હેતુથી મેં એક નોટ લખી તૈયાર કરી. જે મારા મુરબ્બી તેમજ મિત્રોના જોવામાં આવતાં તેને છપાવવા સલાહ મળી. જેનું પરિણામ આ લઘુ પુસ્તક છે.

ફક્ત શબ્દના અર્થ લખી બેશી ન રહેતાં ઊંચી કેળવણી લેનારાના લાભ માટે ઘણાખરા શબ્દો કઈ ભાષાના છે તે તથા વ્યુત્પત્તિ, પર્યાય, અને ઘણી જગોએ વિશેષ સમજુતી આપી છે. જેથી આશા રહે છે કે આ ચોપડી ગૂજરાતી ચોથા ધોરણથી તે ટ્રેનિંગકોલેજ સુધીના અભ્યાસ કરનારા અને ઇંગ્રેજી સ્કૂલોના એ ઇતિહાસ શીખનારા વિદ્યાર્થીઓને પણ એક સરખી ઉપયોગી થશે.

આ ઇતિહાસ પાંચમી ચોપડીથી શરૂ થવાનો હોવાથી એ વર્ગના વિદ્યાર્થીઓને જે શબ્દો શીખવવા યોગ્ય જણાયા છે, તે સર્વ આમાં દાખલ કર્યાછે. તોપણ ચોપડીનું કદ બહુ વધી ન જવા માટે, ભૂગોળ ઈ. ના સહેલા શબ્દો, જે વિષે શિક્ષક એકવાર શિષ્યને બરાબર સમજાવીને શીખવે, તો તે વીસરી ન જાય, તેવા શબ્દો તથા પાછલી ચોપડીઓમાં આવી ગએલા શબ્દો છોડી દીધાછે.

શિક્ષકને દરરોજ વર્ગમાં અર્થો ઉતરાવવાની પડતી કડાકૂટ, વળી તેમાંએ વિદ્યાર્થીઓની અનિયમિત હાજરી,

લખવાને જોઈતાં સાધનોની તંગી વિગેરે કારણોથી થતી અડચણ દૂર કરવાને આ પુસ્તક છપાવવા ઘટિત વિચાર્યું છે. તેનો લાભ શિક્ષક તથા શિષ્ય વર્ગ તરફથી ઉલટથી લેવામાં આવતો જોઇ લખનાર પોતાનો શ્રમ સાર્થક થયો ગણશે.

આ ચોપડી લખવા તથા છપાવવામાં જે જે ગૃહસ્થો તરફથી મને કીમતી મદદ મળીછે તે સર્વનો હું આ જગોએ અંતઃકરણથી આભાર માનુંછું.

આ પુસ્તક લખવામાં વ્યુત્પત્તિપાઠ, વ્યુત્પત્તિ પ્રકાશ, નર્મકોષનો થોડોક ભાગ, એ ગ્રંથોની મદદ લીધી છે તે માટે સદરહુના વિદ્વાન કર્ત્તાનો મારા ઉપર ઉપકાર થયોછે.

અમારા વિદ્યોત્તેજક નામદાર મહારાવ શ્રી ખેંગારજી સવૈ બ્હાદુર સાહેબ તરફથી જે આશ્રય મળ્યોછે તે માટે તેમનો તેમજ આ પુસ્તકમાં મને જે જે સ્થળે શંકા જેવું લાગ્યું ત્યાં યોગ્ય સમાધાન તથા સૂચના કરવા માટે મે. દલપત્તરામ પ્રાણજીવનદાસ તથા રાજકોટ ટ્રેનિંગકોલેજના પ્રિન્સિપાલ સાહેબ નવલરામ લક્ષ્મિરામનો અંતઃકરણથી આભાર માનુંછું.

મારા આવી જાતના પહેલા પ્રયત્નને લીધે આમાં અનેક દોષ વિદ્વાનોને નજર આવશે. પણ તેઓ પોતાના સ્વભાવ પ્રમાણે, તે તરફ નજર ન કરતાં, માત્ર સાર ગૃહણ કરશે. અને થએલી ચૂક મને જણાવવા કૃપા કરશે, તો તેમનો હું અતુલ્ય આભારી થઈશ —

લખનાર.

# સૂચના.

શબ્દની પાસે કૌંસમાં તેની ભાષા, પછી વ્યુત્પત્તિ, ધાતુ કે મૂળ શબ્દ ઇ૦ લખી, તેનો વ્યુત્પત્તિ પ્રમાણે જે અર્થ થતો હોય તે લખ્યો છે. પછી તેનો ચાલુ અર્થ, અને પર્યાય તથા બીજા અર્થ અને છેવટ યોગ્યસ્થળે વિશેષ નોટ કૌંસમાં આપી છે. તેમાંથી વિદ્યાર્થીની શક્તિ અને ચાલુ ધોરણને અનુસરીને મહેતાજીએ યોગ્ય લાગે એટલું શીખવવું.

વિદ્યાર્થીનું ભાષાજ્ઞાન વધવા માટે પર્યાય વિશેષ આપ્યા છે તેમાં જૂજ અર્થ ફેરવાળો શબ્દ જણાય તેનો તફાવત શિક્ષકે સમજાવવો.

આ ચોપડીમાં સંક્ષેપ નિશાનીઓ નીચે મુજબ વાપરીછે.

| | |
|---|---|
| | ભા૦ ના૦ પ્ર૦—ભાવવાચક નામનો પ્રત્યય. |
| (સં.)—સંસ્કૃત. | ના૦ જા૦ પ્ર૦—નારી જાતિનો પ્રત્યય. |
| (આ.)—આરબી. | ક્રિ૦ નું૦ ફ૦—ક્રિયાનું ફળ. |
| (ફા.)—ફારસી. | ભૂ૦ કૃ૦ પ્ર૦—ભૂત કૃદંતનો પ્રત્યય. |
| (ઇં.)—ઇંગ્રેજી | ભ૦ કૃ૦ પ્ર૦—ભવિષ્ય ,, |
| (અપ.)—અપભ્રંશ | ક્રિ૦ વા૦ પ્ર૦—ક્રિયાવાચક પ્રત્યય. |
| (મૂ. શ.)—મૂળ શબ્દ. | મ૦ બ૦ આ૦—મર્યાદા બતાવનાર આશ્રય. |
| (ધા૦)—એમાં એ ધાતુછે | રી૦ બ૦ ક્રિ૦ પ્ર૦ રીત બતાવનાર ક્રિયા વિશેષણ અવ્યયનો પ્રત્યય. |
| | ક્રિ૦ ક૦—ક્રિયાનો કરનાર. |

લખનાર.

# हिंदना लोकना टूंका इतिहासनो शब्दार्थ कोष.

---

## प्रकरण १ लुं.

### देशनुं वर्णन.

ઇતિહાસ (સં)—( ઇતિ= છેવટ +હસ્ = કહેવું+અ=ક્રિ૦ વા૦ પ્ર૦)=બન્યા પછી ખરી ( અતિશયોક્તિ કે કલ્પના વગરની) હકીકત કહેવી તે, તવારીખ, જૂના વખતમાં બનેલી વાત વિગતવાર કહેવી તે, બખર.

પ્રકરણ (સં.)—(પ્ર = વધારે +કૃ=કરવું + અન=ક્રિ૦ વા૦ પ્ર૦) વધારે કરવું તે. કોઈ વિષય લાંબો ન થઈ જવા માટે તેના કડકા કરેછે તે. ભાગ, ખંડ, અધ્યાય, સ્કંધ, તરંગ, બાબ, હુલાશ.

સ્થિતિ (સં)—(સ્થા=ઉભા રહેવું+તિ=પણું)=જગ્યા, સ્થળ, ઠેકાણું.

ત્રિકોણાકાર(સં)—(ત્રિ=ત્રણ+કોણ=ખૂણો+આકાર )=ત્રણ ખૂણાવાળા આકારનું.

કુદ્રતિ (આ.) = ઈશ્વરે કરેલી, સ્વાભાવિક, ઈશ્વરકૃત, હસ્તકૃત-કૃત્રિમ નહીં તે.

અક્ષાંશ (સં)-(અક્ષ+અંશ) = વિષુવવૃત્તને સમાંતર ઉત્તર દક્ષિણ જે લીટીઓ દોરી હોય છે તે.

વિષુવવૃત્ત (સં)-(વિષુવ+વૃત્ત)=પૃથ્વીના મધ્ય ભાગમાંથી તેના ઉત્તર દક્ષિણ બે ભાગ કરી જનારૂં મહદ્વૃત્ત, ભૂમધ્ય રેષા.

ઉષ્ણ (સં)=ઉનું, ગરમ.

પ્રદેશ (સં)—(પ્ર+દિશ્-ધા૦) ભાગ, મુલક, પ્રાંત.

સમશીતોષ્ણ (સં)—(સમ્ = બરાબર+શીત=ટાઢ+ઉષ્ણ= ગરમી)=ટાઢ તડકો બરોબર હોય એવું.

કટિબંધ (સં)—(કટિ=કેડ+બંધ્=બાંધવું+અ)=ભાગ. વત્તી ઓછી ગરમી પ્રમાણે પૃથ્વીના ભાગ પાડ્યા છે તે.

રેખાંશ—(રેષા = લીટી+અંશ=ભાગ) ભુમધ્ય રેષાના ભાગ પાડનાર લીટી.=વિષુવવૃત્તને કાટખૂણે છેદી બન્ને ધ્રુવમાં થઈને જનાર લીટી. દક્ષિણોત્તર-યામ્યોત્તરવૃત્ત.

રેખાંશ બે પ્રકારનાં છે. પૂર્વ અને પશ્ચિમ. મુખ્ય યામ્યોત્તરવૃત્ત ( હાલ ઈંગ્રેજનું ગ્રીનીચમાંથી જનારૂં ) ની પૂર્વે તે પૂર્વ રેખાંશ, અને પશ્ચિમે તે પશ્ચિમ રેખાંશ.

નોક (ફા.)—અણી.

## ત્રણ પ્રદેશો.

શ્રીમાન (સં) — (શ્રી=પૈસા+માન=વાળું)=પૈસાવાળું, તવંગર, પૈસાદાર, ધનવાન, દ્રવ્યવાન, લક્ષ્મીવાન, શ્રીમંત. ધનાઢ્ય.

સૃષ્ટિ (સં)—(સૃજ્=પેદા કરવું+તિ=પણું) = પેદા થએલી, દુનિઆ, જગત, આલમ, જહાન, સંસાર, પરિદ્રશ્યમાન, શબ્દાદિ પાંચ જ્ઞાનેંદ્રીના વિષય.

આરંભ (સં) —(આ=મ. બ. આ.+રંભ્=શરૂ કરવું+અ= ક્રિ૦ વા૦ પ્ર૦)=શરૂઆત, મૂળ, પહેલ, પ્રારંભ, સ્થિતિ થવાનો પ્રથમ ક્ષણ.

## પહેલો પ્રદેશ હિમાલય.

સમાંતર (સં)—( સમ્=બરાબર +અંતર = છેટું ) સરખું અંતર—છેટું.

ખીણ—(મૂ. શ. ક્ષીણ—એમાં ક્ષી=નાશ પામવું ધા૦) ડુંગરો કે પર્વત વચ્ચેનો નીચો પ્રદેશ.

ઉચ્ચપ્રદેશ (સં)-ઊંચાણવાળી જમીન ઉપરનો મુલક.

અરણ્ય (સં)—ઝાડવાળું અગર તે વગરનું મોટું મેદાન, વસ્તી કે ખેતી વગરની ઘણી જમીન, જંગલ, રાન, વગડો, વન, કાનન.

**હિમાલયનો જલાશય.**

સંચય (સં)—(સમ્=સાથે+ચી=એકઠું કરવું+અ=ક્રિ૦ વા૦ પ્ર૦)=એકઠું કરવું, જથો, ઢગલો, સંગ્રહ.

ઈંચ=(ઈં.)—વરસાદનું માપ કરતાં સો સેંટ (દોકડા)નો એક ઈંચ ગણાય છે.

ઉપમા (સં) —(ઉપ+મા=માપવું)= સરખાવણી, મુકાબલો, બે પદાર્થનું કોઈ વાતે મળતું આવવું તે. સાદૃશ્યતા.

પ્રતિવરસ(સં)—(પ્રતિ=દર+વરસ)=દરવરસ-સાલ,હર સાલ.

મનવાર (ઈં)—(મૅન ઑફ્વાર) = લડાઇની આગબોટ.

**હિમાલયની નીપજ અને તેનો દેખાવ.**

પાષાણ (સં)=પહાણો, પથ્થર.

ફર્ન (ઈં)—ફૂલના જે ભાગમાંથી ફળ થાય એવો ભાગ જેનાં પાંદડાની પછવાડે હોય એવી એક જાતની વનસ્પતિ.

-હોદોદેંડ્રોન-(ઈં)=સદા લીલું રહેનાર નાહાનું ઝાડ, જેને ગુલાબ જેવાં ચળકતાં ફૂલ થાય છે તે.

સુશોભિત (સં)= {સુ=સારી રીતે+શોભિત.(એમાં શુભ્=પ્રકાશવું. ધા૦) = શોભાવાળું } =સારી રીતે શોભીતું, સોહામણું, ખૂબસુરત, રૂપવાન, ઘણી શોભાવાળું.

તેજસ્વી (સં) —(એમાં તિજ્=અણી કરવી ધા૦)=તેજવાળું, પ્રકાશવાળું, પ્રકાશિત, ઝગઝગતું.

ઇમારતી (આ)=મોટાં ઘર બાંધવામાં કામ આવે એવું.

ભોજવૃક્ષ (સં)=એક જાતનું ઝાડ જે બરફવાળા પહાડમાં થાયછે. જેનાં પાંદડાં તે ભોજપત્ર. (કાગળનો શોધ થયા

અગાઉ એ પત્રો ઉપર અક્ષરો લખતા હતા).

બટાટા-(ઇં. માં પોટેટો ઉપરથી અપભ્રંશ) તે દક્ષિણ અમેરિકાની મૂળ પેદાશછે, ત્યાંથી ૧૬મા સૈકામાં સરવાલ્ટરરેલ બ્રિટિશ બેટોમાં લાવ્યો.

અવ્યવસ્થિત (સં)—(અ=નહીં+વ્યવસ્થા = ગોઠવણ+ઇત =વાળું)=ગોઠવણવાળું નહીં તે, ગેર બંદોબસ્તવાળું.

દૈત્ય (સં)=કશ્યપની દિતિ નામે સ્ત્રીથી ઉત્પન્ન થએલા પુત્રો=રાક્ષસ, દાનવ, અસુર.

### હિમાલયમાંથી નીકળનારી નદીઓ.

જાળ (મૂ. શ. જાલ છે એમાં જલ્=ઘેરી લેવું ધા૦) જેથી માછલાં પકડેછે તે.

નદ (સં) મોટી નદી.

### નદીઓનો પ્રદેશ.

અદ્યાપિ (સં) —(અદ્ય=આજ+અપિ=સુધી)=આજ સુધી, આજ લગી, હમણાં સુધી.

આછી =ઓછી, થોડી. (એથી ઉલટું ધાડી.)

જળદાતા (સં)—( જલ=પાણી+દા=દેવું+તા=કરનાર )= પાણી દેનાર.

સંગમ (સં)—(સમ્=સાથે+ગમ્=જવું+અ. ક્રિ૦ વા૦ પ્રં૦) સાથે જવું, સાથે જોડાવું, મળવું, એકઠા થવું.

### નદીઓથી થતું કામ.

ઉત્પત્તિ(સં)-(ઉત્=બહાર+પત્=પડવું+તિ=પણું)=બહારપડવાપણું; પેદાશ, નીપજવું, જન્મ, ઉદ્ભવ, પ્રાગભાવનો અંતક્ષણ.

અગ્નિબળ (સં)— { અગ્નિ-(અંજ્=પ્રકાશવું ધા૦)=વસ્તુમાંથી જે પ્રકાશ તથા ઉષ્ણતા બહાર પડીને દેખાય છે તે, દેવતા+બળ=જોર=દેવતાનું જોર. }

પરાપૂર્વ (સં)—( પરા=ઘણું+પૂર્વ=પહેલાનું )=ઘણું પહેલાનું, જુનું, પ્રાચીન, અસલ, પરમપરાથી ચાલતું આવેલું.

ગુપ્ત (સં)—( ગુપ્ = રક્ષણ કરવું+ત=ભૂ૦ કૃ૦ પ્ર૦) રક્ષણ કરેલું, છાનું, અપ્રસિદ્ધ, (રહસ્ય), ગૂઢ.

વેગ (સં)=ઝડપ, ગતિ.

ભવ (સં)-(ભૂ=હોવું ધા૦)=સંસાર.

પ્રવાહ (સં)—(પ્ર=વધારે+વહ્=વહેવું+અ.)=વધારે વહેવું, વહન, વહેણ.

## બંગાળાનો ડેલ્ટા.

ડેલ્ટા—નદીના મુખ આગળ ત્રિકોણાકાર નવી થએલી (નદીએજ બનાવેલ) જમીન, નદીદ્વીપ.

પ્રત્યેક (સં)-(પ્રતિ=દર+એક) = દરેક, હરેક, એકએક.

સ્વાભાવિક (સં) —( સ્વ=પોતાનું+ભૂ=હોવું+ઈક=વાળું )= પોતાની મેળે હોવા વાળું, કુદરતી.

## નદીઓ જમીન બનાવે છે.

નીતર્યા=ચોખ્ખો, સાફ.

ધૂંધળો=ધૂળના રંગ જેવો.

## નદીઓ નાશકારક પણ છે.

મહત્વ (સં)—(મહત્=મોટું થવું+ત્વ=પણું)=મોટાપણું, મોટાઇ પરિમાણ.

ચિન્તાતુર (સં) — {ચિંતા (ચિન્ત્ ધા૦) + આતુર= પીડાતું} =ચિંતાથી પીડાતું, ચિંતાવાળું આર્ત.

માતબર (આ.)-અહીં ફળદ્રૂપ, (જમીનને લાગેછે માટે).

અનિવાર મૂ. શ. {અનિવાર્ય- ( અ=નહીં+નિવાર્ય ) વૃ=રક્ષણ કરવું. ધાતુ} દૂર કરી શકાય નહીં એવું, અટકાવાય નહીં એવું.

પાત્ર (સં)=નદી જે જગામાં થઈને વહેછે તે.
નિરંતર (સં)-( નિઃ=નહીં+અંતર=છેટું )=છેટું નહીં તે, ચાલુ, હમેશ, સદા, સદાકાળ, દરરોજ,
વિકાર (સં)—( વિ=ઉલટું+કૃ=કરવું+અ=ક્રિ૦ વા૦ પ્ર૦)= ઉલટું કરવું, ફેરફાર, બગડેલી મનોવૃત્તિ, કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર, એથી માણસના મનમાં થતો ફેરફાર.
નિરૂપાય(સં)— {નિઃ=નહીં+ઉપાય(એમાં અય્=જવું ધા૦ =ઇલાજ} ઇલાજ નહીં તે,ઇલાજ વગરનું, લાઈલાજ, લાચાર.
મનસ્વીપણે ( સં )-(મન્=વિચારવું ધા૦ )=મનમાં આવે તેમ, મરજી પ્રમાણે, સ્વેચ્છાએ.
પ્રાચીન (સં)—(પ્ર=આગળ+અચ્ = જવું+ઈન=વાળું )= પહેલાં જવાવાળું, જુનું, અસલનું, પુરાતન.

**નદીઓથી બનેલા ઉત્તર પ્રદેશોના પાક અને દેખાવ.**

આતુરતા (સં)—( આ+તુર્=ઝપટ કરવી+અ+તા=પણું ) =બરોબર જોસમાં આવવા પણું, ઉતાવળ, અધીરતા, અધીરાઈ, અધીરપ, ઇચ્છેલું વેહેલું મળવાને ટાંપી રહેવાપણું.

**ડેલ્ટાના પાક.**

તૃણવૃક્ષ (સં)—( તૃણ+વૃક્ષ=ઝાડ )= ખજુરી, સોપારી, નાળિએર, તાડ વિગેરે ઝાડો.

**દક્ષિણ ઉચ્ચ ભૂમિનો દેખાવ.**

ભિન્ન ભિન્ન (સં)—(ભિદ્=ભાગ કરવા+ન=ભૂ૦ કૃ૦ પ્ર૦+ ભિન્ન)=ભાગ કરેલું, જૂદું જૂદું.
ઉચ્ચ ભૂમિ (સં) જુઓ ઉચ્ચપ્રદેશ પૃ. ૩
માળા (સં)=હાર.

ભવ્ય (સં)—(ભૂ=હોવું+ય)=શોભીતું, ભભકાદાર, સુંદર.
પૂર્ણ (સં)—(એમાં પૄ=પૂરવું, ભરવું, ધાતુ)=પૂરૂં, સમાપ્ત.
હિમરેખા ( સં )—(હિમ=બરફ+રેષા= લીટી )= બરફની લીટી,=જે સમોષ્ણ રેષા બરફની હદ બતાવે છે તે. (તે ઉષ્ણ કટિબંધમાં ૧૬ હજાર ફૂટ ઊંચે અને શીત કટિબંધમાં પૃથ્વીની સપાટી ઉપર આવી જાયછે).

**દક્ષિણ ઉચ્ચ ભૂમિની નદીઓ.**

પ્રવાસ (સં)—( પ્ર=આગળ+વસ્=રહેવું+અ ) મુસાફરી કરવી, દેશાટન.

**દક્ષિણ ઉચ્ચ ભૂમિનાં વન.**

કૃત્રિમ (સં)=હાથે બનાવેલાં, અસ્વાભાવિક, હસ્તકૃત, કુદરતી નહીં તે, મનુષ્ય કૃત.
રાગી=એક જાતનું અનાજ.

**ઉચ્ચ ભૂમિના ખનિજ.**

ખનિજ (સં)— { ખનિ=ખાણ(એમાં ખન્=ખોદવું ધા૦)+ જ=જન્મેલું. એમાં જન્ ધા૦ } ખાણમાંથી પેદા થએલું, ખાણમાંથી નીકળેલું, જમીનમાંહેથી ખોદી કાઢેલું.
ઉદ્યમ(સં)-(ઉત્=બહારથી+યમ્=અટકાવવું+અ)=કોઇપણ કામમાં લાગવું તે. અહીં, કામ, ધંધો, રોજગાર, રોજી.

**બ્રિટિશ બ્રહ્મદેશ.**

સ્વતંત્ર ( સં )-( સ્વ=પોતાને+તંત્ર=તાબે ) બીજા કોઇને તાબે નહીં તે, સ્વાધીન, આપ અખત્યાર.
સિગાર (ઇં)-તમાકુના ભૂકાને કોઈ બીજા ઝાડના પાંદડામાં વીંટાળવાને બદલે તમાકુનાંજ પાંદડાની જાડી બીડી વાળેછે તે, ચીરૂટ.
સર્વોત્તમ (સં)-(સર્વ+ઉત્+તમ) સહુથી સારૂં, ઉત્કૃષ્ટ, શ્રેષ્ટ.
લોહ (સં)=લોઢું.

-❧-

# प्रकरण २ जुं.

## લોક.

સામાન્ય (સં)-સાધારણ, બધાને લાગુ પડતું.

અવલોકન (સં)-(અવ=નીચું+લોક્= જોવું+અન= ક્રિ૦ વા૦ પ્ર૦)=નીચું જોવું, નિહાળીને જોવું, વિચારવું.

રાજ્યકર્તા (સં)—રાજ્ય (એમાં રાજ્ ધા૦)+કર્તા= કરનાર (એમાં કૃ. ધા૦)=રાજ કરનાર.

અધિપતિ (સં)—(અધિ=ઉપર+પતિ=ધણી) = ધણી, માલિક.

વાઈસરાય (ઈં) —(વાઈસ = બદલે + રાય = રાજા)= રાજાને બદલે કે નામે રાજકરનાર, રાજપ્રતિનિધિ, કલકત્તાનો ગવર્નર જનરલ જે હિંદમાં બ્રિટીશ રાજનો સર્વોપરી અમલદાર છે, તે વાઈસરાય કહેવાય છે. (હાલ લાર્ડ ડફરીન છે).

## દેશી સંસ્થાનો.

રેસીડંટ (ઈં)-દેશી મોટાં રાજ્ય દરબારમાં રાખેલો સરકાર તરફનો અમલદાર-વકીલ. (પોલીટીકલ એજંટ કરતાં કંઈ ઊંચા દરજાનો બ્રિટિશ અધિકારી.)

દેહાંતદંડ (સં)—(દેહ=શરીર+અંત=છેડો+દંડ= શિક્ષા)= મોતની સજા.

સ્વીકારી (સં)=કબૂલી, માની, માન્ય કરી, શીકારી, અંગિકાર કરી.

અખત્યાર (ફા.)—અમુક કામ કરવા સંબંધી મળેલી સનદ, સત્તા, જોર, અધિકાર, શક્તિ.

રૂએ-લીધે, પ્રમાણે, અન્વયે.

સંધી (સં)=સલાહ.

પદભ્રષ્ટ (સં)— (પદ=રાજગાદી+ભ્રશ્=પડવું+ત=ભૂ૦ કૃ૦ પ્ર૦)=રાજગાદીથી પડેલો. ઉઠાડી મૂકેલો—સ્થાન ભ્રષ્ટ.

ગવર્નર જનરલ ઇનકૌન્સિલ(ઇં)–(ગવર્નર જનરલ = હાકિમ, સર સૂબો, આખા હિંદનો સર્વોપરીહાકિમ+ઇન=માં +કૌન્સિલ=સભા—ગવર્નર જનરલને મદદ કરનારી સભા.)તેને મદદ કરનારી સભા સાથે ગવર્નરજનરલ.

આધીન (સં)=તાબે, વશ.

લેફ્ટેનંટ ગવર્નર (ઇં)—(લેફ્ટેનંટ=સહાય કરનાર, મદદગાર +ગવર્નર ) ગવર્નરથી (ઉતરતા દરજાનો હાકિમ. (બંગાળા, પંજાબ, અને વાયવ્ય પ્રાંતમાં જે મુખ્ય સરકારી સૂબા છે તે.)

સ્ટેટ સેક્રેટરી (ઈં)-હિંદુસ્તાન ખાતાનો પ્રધાન. તે ઇંગ્લાંડમાં રહેછે. (હાલલાર્ડ કીમ્બર્લી છે)

બાતલ (આ.)—બાદ, રદ, નકામું.

ચીફકમિશ્નર (ઇં)—(ચીફ=મુખ્ય+કમિશ્નર=આડતીઓ)= સરકારનો મુખ્ય આડતીઓ. (અયોધ્યા, મધ્યપ્રાંત,ને બ્રિટિશ બ્રહ્મદેશમાં જે સરકારી મુખ્ય અમલદારછે તે).

કમિશ્નર (ઇં) મૂ. અર્થ આડતીઓ. વરાડ, અજમેર, અને કુર્ગનો વહીવટ કરનાર સરકારી અમલદાર.

નવો ખાલસા થએલો મુલક જેમાં સરકારી બધા કાયદા દાખલ નહીં કરતાં તે દેશની જુની રીતભાત રહેવાદઈ તેમાં ઘટતો ફેરફાર કરેછે. એવા ભાગને નૉન રેગ્યુલેશન પ્રોવિન્સિ.(કાયદાવિનાનો મુલક)કહેછે. તેના બંદોબસ્ત માટે જે મોટો) સરકારી અમલદાર મૂકે છે તેને કમિશ્નર કે ચીફકમિશ્નર કહેછે. સિંધમાં એ મુજબ છે.

ફ્રચ=ફ્રાન્સદેશનું, ફ્રાંસિસ, ફ્રાન્સ તાબાનું.

સમાવેશ (સમ+આ+વિશ્=પેસવું+અ) = સાથે=પેસવું, સમાવું, સમાશ, પ્રવેશ.

**માય નહીં એવી વસ્તીવાળા જીલ્લા.**

પેટપૂર-પેટ ભરાય એટલું.

નિર્વાહ (સં)—(નિઃ=માંહિ+વહ્=લઈ જવું+અ)=જેનાવડે ગુજરાન ચાલે તે; ગુજારો, નિભાવ, પોષણ, ગુજરાન.

**ભમતા ખેડુતની ખેતીની રીત.**

ગણોત=જમીનનું ભાડું, સાંથ.

સ્થળ (સં)=ઠેકાણું, જગ્યા.

નાકૌવત (ફા.)(ના=નહીં+કૌવત(આ.)=જોર) = જોરવાળું નહીં તે, કમતાકત, કમજોર, અહીં-ઓછા કસવાળી.

**ખેતી કરનારાઓનું દાસ્ય કાઢી નાંખ્યું.**

દાસ્ય (સં)=દાસપણું, ગુલામગીરી.

વંશજ (સં)—(વંશ=કુળ, ઓલાદ+ જ = જન્મેલું એમાં જન્ ધા.) વંશ,—કુળ—ઓલાદમાં જન્મેલા, કુળના.

**ઈતિહાસના સમયની પૂર્વેની બે જાતો.**

પ્રયત્ન (સં)—(પ્ર=વધારે+યત્=મહેનત કરવી+ન)=મહેનત. યત્ન, કોશિશ, પ્રયાસ, શ્રમ, તજવીજ.

ઉમરાવ (આ.)-અમીર, શ્રીમંત, બડે લોક.

પ્રૌઢ (સં)-મોટું, અહીંઆં ઉમદા, શ્રેષ્ઠ.

પ્રિય (સં)=( પ્રી=ખુશ કરવું ધા૦ )=વહાલું, ઇષ્ટ, પ્યારૂં, મનગમતું.

સીથીઅન-મધ્ય એશિઆના શક લોક. જેઓ બાકુત્રિઅન સ્વારી બંધ પડવા પછી હિંદપર ચઢી આવવા લાગ્યા.

---

# प्रकरण २ जुं.

**અનાર્ય કે મૂળ વતનીઓ.**

વાસ્તવિક (સં)=ખરેખર, ખરેખાત.

ઉપજાતિ (સં)—( ઉપ=ઊતરતું, પેટાનું+જાતિ )=પેટાની

જાતિ, મુખ્ય જાતના પેટાની જાતિ.

ચિત્રલીપિ (સં)—ચિત્ર+લીપિ=લખેલી ભાષા, જનાવર, પક્ષી, ઝાડપાન, ઘરનો સામાન ઇત્યાદિકના આકારના અક્ષરો આગળ લખતા તે.

અણઘડ— (અણ=નહીં+ઘડ=ઘડેલા)=ઘડેલા નહીં તે.

ચક્ર (સં)=ચક્કર.

અનિશ્ચિત (સં)—(અ+ નિશ્ચિત= નકી)= નક્કી નહીં તે. અચોકસ.

પુરાતન (સં)-જુઓ પ્રાચીન પૃ. ૬

**અનાર્ય લોકને આર્ય લોકે નીચે પ્રમાણે વર્ણવ્યા છે.**

વિજયી (સં)—(વિ= વિશેષે કરીને+જય્= જીતવું+ઇ= કરનાર)=વધારે જીત કરનાર, વિજેતા, ફતેહ કરનાર, જીત કરનાર.

વીર (સં)=યોદ્ધા, લડવૈયા, શૂરવીર, ભટ્ટ, બહાદૂર, સુભટ.

રૌદ્ર (સં)— શિવનાં રૂપો. (એમાં રુદ્=રડવું ધા૦) એ અગીઆર કહેવાય છે.

ઉગ્ર (સં)=ભયંકર, બીહામણું.

મોંગોલી-માણસ જાતના વિદ્વાનોએ ભૂતળવિદ્યામાં પાંચ વર્ગ કર્યા છે. તેમાંનો એક, જેનું નાક, કપાળ, અને દાઢી ચપટાં, હોઠ જરા જાડા, ગાલનાં હાડકાં બહાર નિકળી આવેલાં વિગેરે ચિન્હો છે

મહાન્ (સં)-મોટું.

બદસુરત—(ફા.) (બદ=ખરાબ+સુરત= ચહેરો)=ખરાબ ચહેરો, કદરૂપ.

યજ્ઞ (સં)— (યજ્=પૂજા કરવી+ન=ભૂ૦ કૃ૦ પ્ર૦)=હવન, હોમ, યાગ.

વિઘ્ન (સં)—(વિ=વિશેષે કરીને+હન્= નાશ કરવો+ અ ) =વિશેષે કરીને નાશ કરનાર, હરકત કરનાર.

વિધિ (સં)-ક્રિયા, સંસ્કાર, આચાર.
વેતાલ-ભૂતની એક જાતિ. (વિક્રમને એ પ્રસન્ન હતો એમ કહેવાય છે.)
પિશાચ-થોડોક દેવનો અને ઘણોક ભૂતનો ગુણ રાખનાર વિકરાળ પ્રાણી (તે કુબેરનો ભંડાર સાચવે છે એમ કથા છે.)

## વધારે સુધરેલી અનાર્ય જાતો.

અભિલાષ (સં) = આતુર થઇને ઇચ્છવું તે. ઇચ્છા, કામના, ઉમેદ-હોંશ ઉલટ.
સમાધ (સં). સન્યાસી, અતીત ઇ. નાં મુડદાંઓને દાટીને ઉપર કરેલું ચણતર.
રામાયણ(સં)—(રામ+અય્=જવું+અન)=રામના વનવાસ જવાના વર્ણનનું પુસ્તક,વાલ્મિક રૂષિનો કરેલો ગ્રંથ; જેમાં રામાવતારની કથા છે. (તે પછી ઘણા કવીઓએ એ વિષય વર્ણવ્યો છે.)
સંસ્કૃત (સં)-(સમ્=સુંદરી રીતે +કૃ=કરવું+ત=ભૂ૦ કૃ૦ પ્ર૦)= સુંદર રીતે કરેલી, સુધારી મૂકેલી,પવિત્ર કીધેલી ભાષા, સંસ્કાર પામેલી ભાષા, જોઇએ તેવા વ્યાકરણ કોષ વિગેરેથીસંપૂર્ણ કીધેલી.
રસ (સં.)—(રસ=સ્વાદ લેવો+અ= ક્રિ૦ વા૦ પ્ર૦)= બોલવા લખવા વાંચવા, સાંભળવા ઉપરથી આપણી સ્થિતિ બદલાઇને આનંદ ઉપજેછે તે. તેના નવવર્ગ પાડ્યાછે. શૃંગાર, હાસ્ય, કરૂણા, રૂદ્ર, વીર, ભયાનક, બિભત્સ, અદ્ભુત, શાંત (કેટલાક દશમો વત્સ—વાત્સલ્ય ગણેછે.)
વીરરસ(સં)-(વીર+રસ)=દયા,ઉદારતા, યુદ્ધમાં પરાક્રમ અને પરમાર્થમાં ઉત્સાહ બતાવવો તે, નવરસ માંહેલો એક.
કાવ્ય (સં)— (કૂ=બોલવું ધા૦)=કવિતા, કાવ્ય શાસ્ત્રમાં

કહેલાં લક્ષણવાળી, રસાલંકારવાળી ઉત્કૃષ્ટ કવિતા, કવિતાનો ગ્રંથ.

ઘનસ્યામ (સં) — (ઘન = વરસાદ + શ્યામ = કાળું ) = વરસાદ જેવું કાળું.

**હાલના અનાર્ય લોક.**

નાબુદ (ફા.)થએલું. નાશ પામેલું, છેડો આવેલું.

અવશેષ (સં)—(અવ+ શિષ્=બાકી રહેવું+અ )=બાકી રહેલું, બાકી રહેલો ભાગ.

સંગ્રહસ્થાન (સં) {સમ્=સાથે+ ગ્રહ્=લેવું+ અ=ક્રિ૦ વા૦ પ્ર૦)+સ્થાન=ઠેકાણું} =સંગ્રહ કરવાનું ઠેકાણું. દેશ દેશના તરેહ તરેહના પદાર્થો અમુક જગોએ એકઠા કરી રાખેછે તે સ્થળ.

વિચિત્ર (સં)—(વિ=વિશેષે કરીને + ચિત્ = જોવું +ર=લ. વા. પ્ર.)=વિશેષે કરીને જોવાનું;નવાઇ જેવું; જૂદી જૂદી ઘણીજ તરેહ જેમાં હોય એવું.

રૂઢી-ઘણા વખતથી ચાલતી આવતી રીત.

**આન્દામાન બેટવાશીઓ.**

શ્વાનમુખા (સં)=કુતરાંના જેવા મોઢાવાળાં.

શોક (સં)—(શુચ્=દિલગીર થવું+અ)=દિલગીરી, અફશોષ, ખેદ.

લેપ (સં)—(લિપ્=ચોપડવું+અ)=ચોપડવું.

તન (સં)—(તન્=તાણવું+અ)=શરીર, દેહ.

અપદેવતા (સં)—(અપ=ખરાબ+દેવતા=દેવ)=ખરાબ દેવ.

સ્થાયી ( સં ) —( એમાં સ્થા. ધા૦ )—અમુક ઠેકાણે કાયમ રહેનાર.

**મધ્ય ભાગના અનાર્ય લોક.**

નમન (સં)—(નમ્=નમવું+અન=ક્રિ૦ વા૦ પ્ર૦ )નમવું,

પ્રણામ, વંદન, નમસ્કાર.

## હિમાલયની જાતો.

તમાકુ=(આ ચીજ મૂળ અમેરિકા ખંડના ટોબેકો શહેરમાં થતી તે ઉપરથી અપભ્રંશ થઈ તમાકુ શબ્દ થયો છે. તે સર વૉલ્ટર રેલે ઇ. સ. ૧૫૮૮માં ઇંગ્લાંડમાં લાવ્યો. જહાંગીરના વખતમાં તે હિંદુસ્તાનમાં આવી. બજર, છીંકણી, તપખીર.

વિકરાળ (સં.)-( વિ=વિશેષે કરીને+કરાળ=ભયંકર )=વધારે ભયંકર, બીહામણું, ત્રાસજનક-ત્રાસદાયક-ભીતિ ભરેલું.

પોલીસ (ઇં.) શેહેર કે ગામનો બંદોબસ્ત રાખનાર ખાતું.

## વધારે સુધરેલી અનાર્ય જાતો.

વેદ (સં)—(એમાં વિદ્=જાણવું ધાતુ)=હિંદુનું મૂળ ધર્મ પુસ્તક.(ઋગ્, યજુર્, શામ, અથર્વ એવા ચાર વેદછે.)

## સંતાલ લોક.

વનચર (સં) {વન=જંગલ, વગડો, અરણ્ય.+ચર(ચર્=જવું+અ=કરનાર)=જનાર} =જંગલમાં ફરનાર.

તથાપિ (સં.)—(તથા+અપિ=પણ.)=તોપણ.

મદદગાર {મદદ (આ.)=સહાય+ગાર (ફા.)=કરનાર} = સહાય કરનારો, ટેકો દેનાર.

આજ્ઞા (સં.)—(આ=મર્યાદા+જ્ઞા=જાણવું=મર્યાદામાં જાણવું મોટાનું નહાનાને જે કહેવું તે, હુકમ, ફરમાન, આણ.

જ્ઞાતિભેદ (સં.) {જ્ઞાતિ (જ્ઞા=જાણવું+તિ=પણું, જાણવાપણું, માણસ જેથી ઓળખાય તે. જાતિ+ ભેદ (એમાં ભિદ્=ભાગ કરવા+અ.)=તફાવત} =નાતજાતનોતફાવત.

બહુધા (સં.)—(બહુ=ઘણું+ધા=રીત બ. ક્રિ૦ વિ૦ પ્ર૦)= ઘણુંકરીને-વિશેષે કરીને, મુખ્યત્વે કરીને.

દેવ ( સં. )—(દિવ્=પ્રકાશવું+અ)=પ્રકાશવાળા, કશ્યપના આદિતિથિ થએલા પુત્ર ( એમાં મુખ્ય ઈંદ્રછે. તેનું ધામ સ્વર્ગછે. )

પૂજન (સં.)—( પૂજ્=પૂજવું+અન=ક્રિ-વા૦ પ્ર૦ )=પૂજવું, પૂજા કરવી.

## સંતાલ લોકની ક્રિયાઓ.

બાળલગ્ન (સં )—(બાળ+લગ્ન (લગ્=જોડાવું+ન )=યોગ્ય ઉમરના થયા પહેલાં બાળકને પરણાવવું તે.

તરૂણ (સં.)—જુવાન.

સન્માન (સં.)— ( સત્=સારૂં+માન (એમાં મા ધાતુ ) = સારી આબરૂ. આદરભાવ સત્કાર.

સહિત (સં.)—(સહ=સાથે+ઇત=જવું+ત=ભૂ-કૃ-પ્ર.)=સાથે ગએલું. સાથે, સુદ્ધાંત, સમેત.

પવિત્ર (સં.)—(પૂ=ચોખ્ખું કરવું+ઇત્ર)=ચોખ્ખું, નિર્મળ, સાફ, સ્વચ્છ.

## સંતાલ લોકનો ધર્મ.

દિવ્ય (સં. )—( દિવ્=પ્રકાશવું+ય )=પ્રકાશવાળા, તેજસ્વી, ચળકતા.

હિત (સં.)—શ્રેય, ભલું, શુભ, સારૂં, કલ્યાણ.

સર્વ શક્તિમાન (સં.)—સર્વ=બધી+શક્=ખમવું+તિ=પણું+ માન=વાળું )=બધી શક્તિવાળું, પરમેશ્વર. તમામ ચીજની કુદરતનો સાહેબ, ઐશ્વર્ય (સામર્થ્ય, ધર્મ, યશ, લક્ષ્મી, વૈરાગ્ય, મોક્ષ) વાળો.

કલ્યાણકારી (સં.)— { કલ્યાણ = ભલું + કારી = કરનાર (કૃ ધાતુ } = ભલું કરનારો.

પાલન (સં.)—(પાલ્=પાળવું+અ=ક્રિ૦વા૦પ્ર૦)=પાળવું,રક્ષણ

હાનિ (સં)=(હન્=નાશ કરવો, એ ધાતુ)=નુકશાન, ગેરલાભ.

અશ્રેય ખરાબ, બિગાડ, વણસાડ, નાશ, અનિષ્ટ.
વાચાળ (સં.) (વચ્=બોલવું. ધા૦)=બહુ બોલનાર.
પાદ્રી—ખ્રિસ્તિ ધર્મનો ઉપદેશક.
કુદૃષ્ટિ (સં.)—કુ=ખરાબ+દૃશ્=જોવું+તિ=પણું)=ખરાબ નજર, બદનજર.
પૂર્વજ (સં.)-(પૂર્વ = પહેલાં + જ = જન્મેલાં.) આગળ થઈ ગએલા, બાપદાદા.
અદૃશ્ય (સં.)—(અ = નહિ + દૃશ્ = દેખાવું + ય) = દેખાય નહિ એવું, જોઇ શકાય નહિ એવું, પરોક્ષ.

## સંતાલોનો ઈતિહાસ.

સૈકો—સો વરસનો અરસો, સદી, એકથી સો વર્ષ સુધી પહેલો સૈકો, ૧૦૦ થી ૨૦૦ સુધી બીજો. (હાલ ઇ. સ. નો ૧૯ મો તથા વિક્રમનો ૨૦ મો સૈકો ચાલે છે.
સબળ (સં)—(સ = સાથે + બળ = જોર) = જોરાવર, જોરવાળું, અહીં ઘણું પણ થાય.
ભવ (સં) = (ભૂ = હોવું + અ) સંસાર, દુનિઆ.
ઋણ (સં.) = દેવું, કરજ.
આબરૂ (ફા.)—( આબ = પાણી + રૂ = મોઢું. ) = મોઢાનું પાણી, કીર્ત્તિ, પ્રસિદ્ધિ. લોકમાં સારૂં કહેવાય તે. માન, પ્રતિષ્ઠા, ગુણ-કર્મ, પદ, ધન, ઈ. ઉપરથી લોકમાં નામ જાહેર થાય તે.
ખૂન (ફા.) લોહી, રક્ત, રૂધિર, શોણિત.
આબાદી (ફા.) સુખશાંતિ, પૈસેટકે સુખી અવસ્થા, ચડતી દશા, ઉત્કર્ષ. ઉન્નતિ, સુખાકારી, સંપતિ, ભરદોલત, વસ્તીની સારી હાલત.
વસ્તિપત્રક (સં.) {વસ્તિ-( વસ્ = રહેવું + તિ = પણું) = રહેનાર, વસનાર + પત્રક} = અમુક એક દિવસે રહેના

રાની ગણત્રી કરી પત્રક બનાવે છે તે. આબાદી પત્રક, લોક ગણત્રી પત્રક.

## કુંધલોક.

રાજ્યવહીવટ (સં.) {રાજ્ય (રાજ્ = પ્રકાશવું + ય) + વહીવટ એમાં (વહ્=લઈ જવું ધા૦} =રાજ્યનો કારભાર—બંદોબસ્ત, રાજ્ય કરવાનું ધોરણ.

સમેત (સં.) = સાથે, ભેળા.

જમાત=ટોળું, જથો, સમુદાય.

## કુંધલોકની વરવાઢો અને સજા કરવાની રીતો.

દ્વંદ્વ યુદ્ધ (સં)—(દ્વંદ્વ = જોડું + યુધ્ = લડવું + ત) = જોડાનું લડવું. બેજ આદમી પોત પોતાના મદદગારની મદદ વગર જાતે એક બીજા સાથે લડાઇ કરે તે. જેમકે પ્યાદા સામે પ્યાદો, ઘોડેસ્વાર સાથે ઘોડેસ્વાર ઇત્યાદિ.

ધીજ—દિવ્ય, એક માણસ અપરાધી છે કે નિરપરાધી તેની પરીક્ષા કરવાની એક અસલી રીત.

## કુંધ લોકની ખેતી.

વંશ પરંપરા (સં) = પેઢી દર પેઢી.

નિયમ (સં.)—(નિ + યમ્ =અટકાવવું + અ) =ધારો, કાયદો, કાનુન, શિરસ્તો. રિવાજ, રીત, વહીવટ, દસ્તુર, ચાલ.

## કુંધ લોકનાં લગ્ન.

કન્યાહરણ (સં.)—કન્યા = કુંવારી છોકરી+હરણ (હૃ = લઇ જવું + અન=ક્રિ. વા. પ્ર૦ ) = કુંવારી છોકરીને જોરથી લઈ જવી તે.

બળાત્કાર (સં.)—(બળાત્–એ બળ શબ્દની પાંચમી વિ. —બળથી+કાર=કરવું)=બળથી મરજી ઉપરાંત કરાવવું તે.

ત્યાંવેર=ત્યાંસુધી.

### કંધ ગામોના દાસ.

યુદ્ધ (સં.)=લડાઈ, જંગ, સંગ્રામ.
સામિલ (આ.)—દાખલ, જોડાએલું, ભળેલું.
કલાલ—મૂળ શબ્દ કલ્યપાલ—(કલ્ય = દારૂ + પાલ = રાખ-નાર)=દારૂ રાખનાર, વેચનાર.
પતિત (સં.)—(પત્ = પડવું + ઈત = વાળો.) નાતમાંથી પડેલો. નાત બહાર, વટલેલો, ભ્રષ્ટ.
શેષ (સં.)—(શિષ્=બાકી રહેવું+અ)=બાકી રહેલો.અવશેષ.

### કંધ લોકમાં નરમેધ.

નરમેધ (સં.)—(નર= માણસ + મેધ = ભોગ આપવો તે.) =યજ્ઞમાં માણસનો ભોગ આપવો તે.
ગોત્ર (સં.)=વંશ, કુળ, અમુક રૂષિના કુળના માણસનું ગોત્ર તે રૂષિના નામપરથી ગણાય. જેમકે, કૌશિક, ભારદ્વાજ, કાશ્યપ, અંગિરશ, પારાશર-ઈત્યાદિ

જ્ઞાતિ (સં.)—જુઓ જ્ઞાતિભેદ પૃ. ૧૪ (અપ. નાત.)
દુષ્કાળ (સં.)—(દુઃ=ખરાબ+કાળ=વખત)=અસમાની સુલ-તાની. આફતથી અનાજ વિગેરે બહુ મોંઘું મળે તે-(અ-પ. દુકાળ, દકાળ એથી ઉલટું સુકાળ, સકાળ, સગાળ.)
બલિદાન (સં.) {=બલિ (એમાં બલ્ ધા૦ છે)=દેવતા-ઓને ભોગ આપવો + દાન (એમાં દા ધા૦) આપવું} =દેવતાઓને ભોગ આપવો તે; ભોગ.
મિષ્ટાન્ન (સં.) {મિષ્ટ = મીઠું + અન્ન (અદ્ = ખાવું + ન -ભૂ. કૃ.પ્ર.)= અનાજ.} મીઠું ખાવું-જમણ-ભોજન.
વધ (સં.) (વધ્ = કાપવું + અ) કાપવું. મારવું, નાશ.

### કંધલોકની બ્રિટિશ રાજ્યમાં હાલત.

બ્રિટિશ (ઈં.)—બ્રિટન દેશનું, અંગ્રેજી.
દાખલ (આ.)—આવેલું, પ્રવેશ થયો હોય એવું.

ગુજરી—અમુક વખતને અંતરે વેપારની ચીજો અમુક ઠેકાણે લાવી વેચે તે (અમદાવાદમાં દર શુક્રવારે ભરાયછે)

**ત્રણ અનાર્ય કુળો.**

પૂર્વે (સં.)=પહેલાં, અગાઉ, આગળ, અગાડી.

હેવાલ (આ.)—બિના, હકીકત, વર્ણન.

દંતકથા (સં.) લોક કથા, જનવાર્તા, આગલા વખતથી ચાલતી આવેલી વાત.

**અનાર્ય લોકનાં લક્ષણ.**

સંગ્રામ (સં.) જુઓ યુદ્ધ પૃ. ૧૮.

પલટન (ફ્રેંચ)—(લશ્કરના સિપાઇઓનું ટોળું.)

પંક્તિ (સં.)=હાર, ઓળ (અપ૦ પંગત.)

# પ્રકરણ ૪ થું.

**આર્યકુળ.**

કુલીન (સં.)-(કુલ્=એકઠું કરવું+ઇન=વાળું) ઉમદા કુળનું, ઊંચા તુખમનું, ખાનદાન.

પ્રતાપિ (સં)—(પ્ર=વધારે+તપ્=તપવું+ઈ=વાળું)=વધારે તપવા વાળો, મોટો પરાક્રમી.

ઐતિહાસિક (સં)—(ઇતિહાસ+ઇક=વાળું, નું) =ઇતિહાસનું, તવારીખનું.

શ્રેષ્ઠતા (સં.)— {શ્રેષ્ઠ-(શ્રી=શોભાયમાન+ઇષ્ઠ)=ઉચું, સરસ+તા=પણું} =મોટાઈ, સરસાઈ.

અર્વાચીન (સં.)-(અર્વા=આગળ+અચ્=જવું+ઇન=વાળું) =આગળ જવા વાળું, હાલના વખતનું, હમણાનું, તાજું, નવું (પ્રાચીનથી ઉલટું); આધુનિક.

## પોતાના મૂળ સ્થાનમાં આર્યલોકની અવસ્થા.

અનુમાન (સં.)—(અનુ=સાથે+મા=માપવું+ન=ક્રિ૦ વા૦ પ્ર૦)=સાથે માપવું તે, અટકળ, સુમાર, આશરો, વિચાર, કલ્પના ( પ્રત્યક્ષ, અનુમાન, શાબ્દ, ઉપમાન, અનુપલબ્ધી, ને અર્થાપત્તિ એ છ રીતે જ્ઞાન મળેછે, તે માંહેલું એક અનુમાન કરવાથી; જેમકે અમુક જગ્યાએથી ધૂમાડો આવતો જોઈ આપણે એમ ધારીએ કે ત્યાં દેવતા હોવોજ જોઇએ; તો અહીં આપણને દેવતાનું જ્ઞાન જોવાથી નહીં પણ અનુમાનથી થયું.)

સ્મરણ (સં.)—(સ્મૃ=યાદ કરવું+અન=ક્રિ૦ વા૦ પ્ર૦)=યાદ કરવું. યાદાસ્ત, સંભારણું.

દીર્ઘાયુષ્(સં.) {દીર્ઘ=લાંબુ(એમાં દહ્=વધવું ધા૦)+આયુષ્-(એમાંઅય્ જવું ધા૦)=આવરદા} લાંબી આવરદા, ચિરંજીવી.

શતમ્ (સં.)=સો.

શરદમ્ (સં.) છ રૂતુ {૧ વસંત (ચૈત્ર, વૈશાક), ૨ ગ્રીષ્મ (જેઠ, અષાડ), ૩ વર્ષા (શ્રાવણ, ભાદરવો), ૪ શરદ (આસો, કાર્તક), ૫ હેમન્ત (માગસર, પોષ), ૬ શિશિર (માહા, ફાગણ} માંહેલી એક.

## યુરોપની અને હિંદી બોલીઓ.

દુહિતા (સં)—(દુહ્=દોહોવું ધા૦)=દીકરી, છોડી.

ગ્રીક—યૂરોપખંડ માંહેલા ગ્રીસ દેશના રહેવાશી, યવન, યુનાનદેશના રહેવાશી.

રોમન.—ઇટાલીમાં રોમ શેહેરમાં મોટું રાજ જૂના વખતમાં હતું ત્યાંનું (રોમનું.)

## યૂરોપી અને હિંદીધર્મો.

પુરાણ (સં) {પૃ૦ ધા૦છે)જુનું. આગળની બિનાનું જેમાં વર્ણન કરેલું છે તે. સૃષ્ટિની ઉત્પત્તિ, નાશ, ફરી ઉત્પત્તિ. દેવતા, અસુર, શૂરવીર, ભક્ત વિગેરે સબંધી વ્યાસજીએ

બનાવેલાં હિંદુધર્મનાં પુસ્તકો, તે ૧૮ છે. તેનાં નામ— શ્રીમદ્‌ભાગવત, મત્સ્ય, ભવિષ્યોત્તર, બ્રહ્મ, પદ્મ, વિષ્ણુ, શિવ, ગરૂડ, નારદ, અગ્નિ, સ્કંધ, ભવિષ્ય, બ્રહ્મવૈવર્ત, માર્કંડય, વામન, વરાહ, કૂર્મ ને બ્રહ્માંડ.

કથા (સં.) (કથ્=કહેવું+આ=ના૦ જા૦ પ્ર૦)=કહેવાએલી વાર્તા, વાત.

પ્રોટેસ્ટંટ—ખ્રિસ્તી ધર્મનો એક ફાંટો, રોમના પોપની સત્તાને સામે થનાર પંથ માહેલા.

કાથોલિક—ખ્રિસ્તી ધર્મનો એક ફાંટો. (જે પોપની સત્તાને ઘણું માન આપેછે તે.)

પ્રસ્થાન. (સં.)—(પ્ર=આગળ+સ્થા=ઉભા રહેવું+ન=ક્રિયા) =એક ગામથી બીજે ગામ જઈ ઉભા રહેવું તે; કૂચ કરવી, પ્રયાણ.

વિજય પૂર્વક (સં.) (વિજય+પૂર્વક=સાથે)=જીતથી, જીત ભરેલું, ફતેહમંદ, ફતેહ ભરેલું.

સુવાચાશક્તિ (સં)—સુ=સારૂં+વાચા (વચ્=બોલવું+આ=ના૦ જા૦ પ્ર૦)=વાણી, બોલી, બોલવાની+શક્તિ.)=સારૂં બોલવાની શક્તિ.

વિરામ (વિ=વિશેષે કરીને+રમ્=આરામ લેવો+અ) આરામ લેવો, આરામ પામવો, સુખે વસવું.

ઋગ્વેદ.

સ્મારક (સં.)—(સ્મર=સ્મરણ કરવું+અક=કરનાર)=સ્મરણ કરાવનાર, યાદ કરનાર.

પૂજનીય (સં.)—પૂજ્=પૂજા કરવી+અનીય=યોગ્ય.)=પૂજા કરવા યોગ્ય. પૂજવાલાયક, પૂજ્ય.

મંત્રગ્રંથ (સં.)— {મંત્ર+ગ્રંથ=(ગ્રંથ્=ગૂથવું+અ)=ગુંથેલું, પુસ્તક} =મંત્રનું પુસ્તક.

પૂરાવો—સાબિતિ, પ્રમાણ, શહાદત, ગવાહી, સિદ્ધતા.

અનાદિ ( સં. )—અન=નહિ+આદિ=પેહેલાં)=જેની શરૂ-આત નથી તે; ઉત્પત્તિ વગરનું.

ખગોળવિદ્યા (સં.) ( ખ=આકાશ+ગોળ=ગોળો+વિદ્યા )=આકાશના ગોળા સંબંધી વિદ્યા.

ગૃહણાદિ (સં) {(ગૃહણ.)-(ગૃહ્=લેવું+અન=ક્રિ૦ વા૦ પ્ર૦ )-આકાશી એક પદાર્થ ઉપર બીજા પદાર્થનો પડછાયો પડે તેથી કે તે વચ્ચમાં આવે તેથી ઢંકાઈ જાય કે કાળો પડે ત્યારે ગ્રહણ થયું કહેવાય+આદિ=વગેરે)} =ગૃહણ વગેરે.

સંહિતા (સં.)—વેદનો મંત્ર ભાગ.

સૂક્ત (સં)—(સુ=સારૂં+ઉક્ત=કહેલું)=સારી રીતે કહેલો વેદનો ભાગ.

વતની (આ.)=રહેવાશી, રહીશ, રહેનારા.

પુરોહિત (સં. )—(પુર=આગળ+ધી=ધારણ કરવું+ત=ભૂ૦ કૃ૦ પ્ર૦)=સૌથી આગળ કરેલો અથવા માનેલો; ગોર.

યજ્ઞયાગ (સં.)—(યજ્ ધા૦)=હોમ હવન.

કુશળ (સં.)—(કુશ્=મેટવું. ધા૦ ) હોંશીઆર, નિપુણ, ચતુર, જાણીતો, માહિતગાર.

પર્વ (સં.)—(પર્વ્=ભરવું+અ=ક્રિ૦ વા૦ પ્ર૦)=તેહેવાર, સપરમો દહાડો, હિંદુ ધર્મને લગતો ઓચ્છવનો દહાડો.

ઇલકાબ (આ.) પદ્બી, હોદ્દો, ખિતાબ, દરજ્જો.

સન્નારી—(સત્=સારી+નારી=સ્ત્રી.)=સારી સ્ત્રી.

દમ્પતી (સં.)=વર વહુની જોડી.

ઉપાસના (સં.)–(ઉપ+આસ્=પૂજા કરવી+અન+આ=ના૦ જા૦ પ્ર૦) ભક્તિ કરવી.

વિધવા (સં.)—(વિ=વિના+ધવ=ધણી+આ=ના૦ જા૦ પ્ર૦)=ધણી વગરની, રાંડીરાંડ, જેનો ધણી મરી ગયો છે એવી સ્ત્રી.

પત્ની ધર્મ (સં.)— ( પત્ની = સ્ત્રી + ધર્મ = ફરજ, કર્તવ્ય, કામ )=સ્ત્રીની ફરજ.

**વેદથી જણાતો આર્ય લોકનો સુધારો.**

વિગ્રહ (સં.)—(વિ=ઉલટું+ગ્રહ=લેવું+અ=ક્રિ૦વા૦પ્ર૦)= જોરથી સામાની પાસેથી લેવું તે. જુઓ૦ યુદ્ધ. પૃ. ૧૮

ગોમાંસ (સં.)—(ગો=ગાયનું+માંસ)=ગાયનું માંસ.

ખાન—ખાવાનું, ખાવું.

પાન (સં.)—(પા=પીવું+ન=ક્રિ૦ વા૦ પ્ર૦)=પીવાનું.

લઠ્ઠ=મજબૂત, જોરાવર.

પ્રસર્યા (સં.) {પ્રસર (પ્ર=વધારે+સૃ=જવું+અ=ક્રિ૦ વા૦ પ્ર૦)=વધારે જવું} =ફેલાયા.

કૂચ (ફા.)—ચાલવું, જવું.

ગૃહપિતા (સં.) {ગૃહ (ગ્રહ્=ઝાલવું+અ=કરનાર )=ઝાલનાર, ઘર+પિતા. (પા=પાળવું+તા=કરનાર )=પાળનાર, બાપ} =ઘરનો મુખ્ય પુરૂષ.

ગોવારૂં—ઢોરનું ટોળું.

**વેદના દેવો.**

ઉત્કૃષ્ટ (સં.)—(ઉત્=બહાર+કૃષ્=ખેંચવું+ત=ભૂ૦કૃ૦પ્ર૦ ) =બહાર ખેંચાએલું, ઉત્તમ, શ્રેષ્ઠ, ઉમદા.

આત્મનિષ્ઠા. ( સં. )— {આત્મ=પોતાનું, પોતીકું, નિજ, સ્વયં+નિષ્ઠા–(નિ=નીચે+સ્થા=બેસવું.) નીચે બેસવું; વિશ્વાસ. ભરોસો.} પોતાનામાં ભરોસો, વિશ્વાસ.

જ્યુપિતર—રોમન લોકનો મુખ્યદેવ, હિંદુનો બૃહસ્પતિ.

આવરણ. (સં.)–આ=મ. બ. આ.+વૃ=ઢાંકવું+અન=ક્રિ૦ વા૦ પ્ર૦)=મર્યાદામાં ઢાંકવું, ઢાંકણ, આચ્છાદન.

અમૂલ્ય (સં.)—( અ=નહીં+મૂલ્ય=કિંમત.)=કિંમત ન થઈ શકે એવું, ઘણુંજ કિંમતી.

સમૃદ્ધિ (સં.)=દોલત, પૈસો, દ્રવ્ય, ધન.
ઉષા. (સં.)—પ્રભાત, સવારનો પહોર, પરોડીઉ થતા પહેલાં બે ઘડીનો વખત.
સૂર્યોદય (સં. )—સૂર્ય+ઉદય=ઉગવું. )=સૂર્યનું ઉગવું, સૂર્યનું પૃથ્વી ઉપર દેખાવું.
સ્વામી (સં.)—ધણી, માલિક.
સોમવલ્લી (સં. )=એક જાતનો રોપો. જેનો રસ સોમયજ્ઞમાં વાપરે છે તે.
આવાહન (સં.)—( આ=મ. બ. આ.+વહ્=લઈ જવું+અન=ક્રિ૦ વા૦ પ્ર૦)=મર્યાદામાં લઈ જવું, માનથકી તેડું કરવું, બોલાવવું, મંત્ર ભણી દેવને મૂર્ત્તિ કે મનમાં તેડવો તે.
અંતરિક્ષ ( સં.)—(અંતર્=વચમાં+ઇક્ષ્=જોવું+અ)=આકાશમાં, અદ્ધર.

## વેદમાં પરમેશ્વર વિષે વિચાર.

મર્મ—(સં.)છાની વાત, ભેદ, રહસ્ય, ગુહ્ય.
પ્રભાવ (સં.) મોટાઈ, પ્રતાપ, મહિમા.
પ્રકાશમાન (સં)—(પ્ર=વધારે+કાશ્=દીપવું+અ+માન=વાળું)=વધારે દીપવાવાળું, તેજવાળું, તેજોમય, દેદીપ્યમાન.
નિયંતા (સં.)—(નિ+યમ્=અટકાવવું.+તા=કરનાર)=અટકાવનાર, બધા બ્રહ્માંડને નિયમમાં રાખનાર.
ઉદાહરણ—(ઉત્=બાહાર+આ=મર્યાદા દે. આ.+હૃ=લઈ જવું+અન=ક્રિયા૦ વા૦ પ્ર૦)=મર્યાદામાં બહાર કહાડવું =સમજાવવાને કે કહેલું સાબિત કરવાને જે કાંઈ કરી-કહી બતાવવું તે. દાખલો, દૃષ્ટાંત, માસલો, નમુનો.
પ્રસંગ (સં.)—(પ્ર=ઉત્કૃષ્ટ રીતે + ષંજ્=ભેગાથવું+અ)=અમુક વખતે ભેગા થવું તે-વખત, સમય, અવસર.

## વેદનો એક મંત્ર.

સુવર્ણ(સં.) {(સુ = સારૂં+વર્ણ = રંગ(એમાં વર્ણ્ = રંગવું. ધા૦) } = સારા વર્ણનું, સારા રંગનું, સોનું, હેમ, કનક, હાટક.

સર્વસ્વ (સં.) બધું.

હવિ (સં.)—(હૂ = હોમવું ધા૦)-હોમવાના પદાર્થ, બળિદાન, ભોગ.

અર્પણ (સં.)—(અર્પ્ = અર્પણ કરવું+અન = ક્રિ૦વા૦પ્ર૦) = આપવું.

પ્રાણદાતા(સં.)—(પ્રાણ = જીવ+દા = આપવું+તા) =પ્રાણ આપનાર.

માન્ય (સં.)—(માન્ = માન આપવું+ય) = કબૂલ, અંગીકાર, સ્વિકાર, પત.

અમર (સં.)—(અ = નહિ+મૃ = મરવું+અ =ક્રિ.વા.પ્ર.)= મરે નહીં તે.

બલકે (આ.)—માત્ર, એટલુંજ નહીં પણ વધારે, તે ઉપરાંત, વિશેષ.

## મુડદાં બાળવાનો ચાલ.

ચિતા·(સં.)—(ચિ = એકઠું કરવું+તા.)=ઢગલો કરવો; ચહે.

સિધાર-જા, રવાને થા.

પિતૃ (સં)—પિતર.

જમરાજા (અપ.) (મૂ. શ. યમ) મૂઆ પછી માણસનો ન્યાય કરનારો જે દેવછે તે ધર્મરાજ.

અપૂર્ણતા (અ = નહીં+પૂર્ણતા(પૃ=પૂરવું+ન+તા)=પૂર્ણપણું નહીં તે, ખામી, ખોડ.

સ્વધામ (સં-)—(સ્વ = પોતાનું+ધા = ધારણ કરવું+મ = ક્રિ. વા. પ્ર.) પોતાનું ધારણ કરવાનું ઠેકાણું; પોતાનું ઠેકાણું—રહેઠાણ.

અદૃષ્ટ (સં. ) {અ = નહીં+દૃષ્ટ ( દૃશ્ = દેખાવું+ત= ભૂ. કૃ.પ્ર.)=દીઠેલું} નહિ દીઠેલું, નશીબ, ભાગ્ય, તાલે, ભાવી, પ્રારબ્ધ.

પુનર્જન્મ (સં) (પુનઃ = ફરીથી. જન્ = જણવું+મ)= ફરીથી જન્મવું, ફરીથી અવતરવું.

ઋષિ (સં.)—બ્રાહ્મણ, તપસ્વી, મુની (એના ત્રણ વર્ગ છે. બ્રહ્મર્ષિ, દેવર્ષિ અને રાજર્ષિ).

વક્રતા(સં.)—(વક્ર = વાંકુ+તા = પણું)વાંકાશ,વાંકાઇ,આડાઈ.

અજન્મ (સં.)—(અ =નહિ+જન્મ = જન્મવું) =ન જન્મેલું, અજાત.

### પાછલાં વેદશાસ્ત્રો.

તૃપ્તિ (સં.)—(તૃપ્ = સંતોષ પામવું+ તિ = પણું) = સંતોષ પામવાપણું, ધરાવું, સંતોષ.

અનુષ્ઠાન (સં.)—( અનુ=પછાડી+ષ્ઠા=ઉભા રહેવું+ન=ક્રિ. વા. પ્ર. )= કોઈપણ કામ ઉપર મંડીને બેસવું, મંત્રનો પ્રયોગ શરૂ કરવો, અમુક દેવ કે ગ્રહની શાંતિ માટે ક્રિયા કરવી તે.

ઈશ્વરપ્રેરિત (સં)—(ઇશ્વર+પ્રેરિત = આપેલું, મોકલેલું) ઈશ્વરે રચેલું–આપેલું=કરેલું.

અર્થાત્ (સં.)—એટલે, તાત્પર્ય.

ગદ્ય (સં.)—(ગદ્=બોલવું એ ધા૦ છે) કવિતામાં નહિ એવું સાધારણ લખાણ.

આવૃત્તિ (સં.)—(= મર્યાદામાં+વૃત્ = વળવું+તિ = પણું) = મર્યાદામાં વાળવાપણું, ફરીથી થવું તે.

### બ્રાહ્મણ નામે ગ્રંથો.

બ્રાહ્મણ ( સં. )—ચાર વેદ માંહેલા દરેકના સંબંધમાં. લખાણના ગ્રંથ. (જેમાં યજ્ઞ કેમ કરવો તે તથા પુરોહિ-

તના કામ વિશે ખુલાસો છે, કોઇ કોઈ ઠેકાણે સંહિતા-
માંથી મંત્ર લઈ તેના અર્થ કરેલા છે. સંહિતાના પછી
કાળને લગતા ઈશ્વર જ્ઞાન વિશેના નિબંધ.)

ઉપનિષદ્ (સં.)—(ઉપ = પાસે+નિ = માંહે+ષદ્=બેસવું) =
વેદની પાસે બેસનાર. એમાં વેદના વખતના સઘળા ધર્મ
સંબંધી તત્વજ્ઞાન (ફિલસુફી)નો સંગ્રહ છે. વેદાંત એ-
ટલે વેદનો અંતભાગ. જેમાં વેદનો તમામ હેતુ (તાત્પર્ય)
છે તે. શાસ્ત્ર. એક ઇશ્વરજ્ઞાન.

એ પુસ્તકની બરોબરી કરી શકે એવાં પુસ્તક હિંદુ-
સ્તાનમાં તો બીજાં નથી પણ આખી દુનિઆનાં સાહિ-
ત્યમાંએ કોઇ નથી એમ પંડિત મોક્ષમૂલર કહેછે.

અરણ્યક (સં.)—વનમાં વસનાર મનુષ્યો માટે પુસ્તક, વન
પોથી (બ્રાહ્મણ તથા તે પછીના સૂત્રોમાં વર્ણવેલાં કંઈ
પણ ઠાઠમાઠ વિના માત્ર મનનાજ યત્નથી, યજ્ઞ કરી
શકે એવું તેમાં દેખાડેલું છે.

વૈરાગી {વૈરાગ=(વિ= નહીં+રાગ = પ્રીતિ (રંજ્ ધા૦ છે)+
ઈ=વાળો} =સંસારનું અનિત્યપણું તથા પોતાનું પરતં-
ત્રપણું જાણીને બધા વિષયમાંથી પોતાનું મન ઉઠાડી
નાખનાર. સંસાર ઉપરથી જેની પ્રીતિ જતી રહીછે તે.

સ્મૃતિ (સં)—(સ્મૃ=યાદ કરવું+તિ = પણું) = વેદને યાદ રા-
ખીને જે પછીથી લખેલું જ્ઞાન તે – ધર્મશાસ્ત્રને સ્મૃતિ
અને વેદને શ્રુતિ કહેછે. શ્રુતિ કરતાં સ્મૃતિનું પ્રમાણ
ઓછું મનાયછે. તે અઢાર છે; તેનાં નામ—મનુ, અત્રિ,
વિષ્ણુ, હારીત, યાજ્ઞવલ્ક્ય, ઉસનસ્અંગિરા, યમ, આ-
સ્તંબ, સમ્વર્ત, કાત્યાયની, શંખલિખિત, ગાતમ, વશિષ્ટ,
બૃહસ્પતિ, પરાશર, શાતાતપ, વ્યાસ, દક્ષ.

## ચાર નાતો બની.

દરમીઆન (ફા.)-વચ્ચે, એ અરસામાં, વચમાંના વખતમાં.

ક્ષત્રી (સં.)- {ક્ષત (એમાં ક્ષણ્ = હણવું ધા૦) ધા+ ત્રી = રક્ષણ કરનાર} આર્યલોકની બીજી જાત જેનું કામ લડાઇ વગેરે કરવાનું હતું.

વૈશ્ય (સં.)—(વિશ્ = પેસવું ધા૦) = અમુક ધંધામાં પેઠેલા, આર્યની ત્રીજી જાત જેનું કામ ખેતી, વેપાર, અને હુ-નર વિગેરે કરવાનું હતું.

દ્વિજ (સં.)—(દ્વિ = બેવાર+જ = જન્મેલું) = બેવાર જન્મેલું. બ્રાહ્મણ ક્ષત્રી અને વૈશ્ય એ આર્ય જાતોને એ નામ અપાય છે ( એકવાર જન્મ થવો તે, અને બીજીવાર જનોઇ લે ત્યારે જન્મ થયો ગણાય છે.

શૂદ્ર=ચાર મુખ્ય જાતિમાંની એક જેનું કામ સેવા કરવાનું હતું. એ પ્રથમ તો અનાર્ય પણ પાછળથી આર્યોએ પોતામાં દાખલ કરેલા એમ અર્વાચીન વિદ્વાનોનુંમતછે.

સંજ્ઞા (સં.) સમ્ = સુંદર રીતે+ જ્ઞા = જાણવું) સુંદર રીતે જાણવું, શાસ્ત્રમાં મર્યાદાપૂર્વક વ્યાખ્યા સાથે નામ પા-ડેલ હોય છે.

## બ્રાહ્મણ જ્ઞાતિની વડાઇ.

બાહુ (સં) = હાથ.

જાંગ (મૂ-શ. જંઘા) = સાથળ.

અધિકાર (સં.)—(અધિ = ઉપર+ કૃ = કરવું+ અ = ક્રિ.વા. પ્ર.)=ઉપર કરવું. હોદ્દો, દરજ્જો, પદ્વી, અખત્યાર હક, ઉપરીપણું, સ્વામીત્વ.

સ્થાપન (સં.)—(એમાં+સ્થા = ઉભા રહેવું ધા૦) સ્થાપવું, થાપવું, ઠરાવવું, કાયમ—મુકરર—સિદ્ધ કરવું.

ધર્માચાર્ય (સં.)— {ધર્મ (ધૃ = ઝાલી રાખવું+મ = ક્રિ.નું.

ફ.) પરલોક અને પરમેશ્વર સબંધી જેથી જ્ઞાન થાય તે+આચાર્ય (આ = મર્યાદા+ચર્ = જવું+ય) = મર્યાદામાં ચલાવનાર} ધર્મમાં ચલાવનાર, ધર્મગુરૂ.

ઉપદેશક(સં.)—(ઉપ = પાસે+દિશ્ = બતાવવું+અક = કરનાર)= પાસે બતાવનાર, ઉપદેશ કરનાર, શીખામણ—બોધ શિક્ષા આપનાર.

કર્તવ્ય (સં.)—(કૃ = કરવું+તવ્ય = ભવિ.કૃ.પ્ર.) = કરવાનું; જે અવશ્ય કરવું જોઇએ તે. ફરજ. ધર્મ.

**બ્રાહ્મણના જન્મારાના ચાર આશ્રમ.**

બાલ્યાવસ્થા (સં.)—(બાલ્ય = બચપણની+અવસ્થા = ઉમર.)=બચપણની ઉમર. પાંચ વર્ષ સુધીની ઉમર.

કિશોર (સં.) દશથી પંદરવર્ષ સુધીની એટલે બચપણ અને જુવાની વચ્ચેની અવસ્થા.

તરૂણાવસ્થા (સં.) (તરૂણ+અવસ્થા.) જુવાની, યુવાવસ્થા.

બ્રહ્મચર્યાશ્રમ(સં.) {બ્રહ્મચર્ય—(બ્રહ્મ = વેદ+ચર્ = જવું+ય)= જ્ઞાન તરફ જવું.બ્રહ્મવિદ્યા ભણવી+આશ્રમ = ઉમર પ્રમાણે જીંદગીની મજ્લ, ટપો.} જનોઈ લીધા પછી. કૂંવારા રહી૧૨ વર્ષ લગી, વેદાધ્યયનમાં કાળ કાઢવો તે.

ગૃહસ્થાશ્રમ (સં.) {ગૃહસ્થ. (ગૃહ = ઘર+સ્થ (સ્થા-રહેવું ધા૦) ઘર માંડીને રહેનાર+આશ્રમ) ગૃહસ્થનો આશ્રમ.}

વાનપ્રસ્થ (સં.)—ગૃહસ્થાશ્રમ ભોગવ્યા પછી સ્ત્રી સહિત વનમાં કંદમૂળ કે ફળ ખાઇ વધારે ભાવથી ધર્મ સાધના કરવાનો ત્રીજો આશ્રમ.

સન્યાસી (સં.)—(સમ્ = સુંદર રીતે+નિ = બહાર+અસ્ = ફેંકવું+ઈ = વાળો.)= સુંદર રીતે બહાર ફેંકવા વાળો.જેણે સંસારનો કેવળ ત્યાગ કીધો છે. એવો, જેને પરમેશ્વરનું ચિંતવન કરવાનુંજ મુખ્ય કામછે.

ફળાહાર (સં)— {ફળ+ આહાર (આ = મ.બ.આ.+હૃ = લેવું+અ = ક્રિ. વા. પ્ર.) ખાવું} = ફળ ખાવાં.

ભાવ (સં.)—ભૂ = હોવું+અ = (ક્રિ. વા. પ્ર.) = આસ્થા, પ્રીતિ, પ્રેમ.

ત્યાગ (સં.)—ત્યજ્=છોડવું+અ = ક્રિ. વા. પ્ર. )= તજવું, છોડી દેવું.

આશક્ત (સં.)—પ્રીતિથી ચોંટી રહેનાર; અનુરક્ત, ચાહના રાખનાર; પ્યાર રાખનાર, આશક.

પરહેજગારી (ફા.)—બરાબર નિયમસર વર્તવું તે; કોઈપણ વ્યસનથી દૂર રહેવાપણું.

મદ્યપાન (સં.) {મદ્ય—(મદ્ = મસ્ત થવું+ય)—મસ્ત કરે એવો–દારૂ+પાન (પા+ન = પીવું) = દારૂ પીવો.

ઇંદ્રીયદમન (સં.) {ઇંદ્રીય—જ્ઞાન મળવાનાં તથા ક્રિયા કરવાનાં સાધન+દમન. (દમ્ = દાબવું+અન} = ઇંદ્રિઓને રૂંધવી, નિયમમાં રાખવી.

બ્રહ્મર્ષિ (સં.)—(બ્રહ્મ+ઋષિ ) = બ્રાહ્મણ વર્ગનો ઋષિ. (વશિષ્ઠ વગેરે.)

**હમણાના બ્રાહ્મણ.**

આત્મ અભ્યાસ (સં.) {આત્મા—(અત્=જવું+મન્-મા = વાળો)= જવાવાળો, પ્રાણ, જીવ, શરીરમાં જે સમજવું, ચૈતન્ય તે, અમર એવો પદાર્થ તે+અભ્યાસ( અભિ= પાસે + આસ= હોવું + અ = ક્રિ.વા.પ્ર.)= અધ્યયન-ચિંતન} = આત્માનું જે ચિંતન-મનન-ધ્યાન તે.

ઇંદ્રિયજીત (ઇંદ્રિય = ઇંદ્રિઓ+જી = જીતવું+ ત = ભૂ. કૃ. પ્ર.)= ઇંદ્રિઓ જીતેલી વશ કરેલી-એવો.

કેળવણી—બાળકના તન અને મનની સર્વે શક્તિઓને મોટી કરવી, અને મનને સુનીતિને માર્ગે ચડાવવું તે, શિક્ષા, તાલીમ.

મિતાહાર {-(સં )—(મિત = માપેલું + આહાર) = માપેલું ખાવું;નિયમમાં રહીને ખાવું તે અલ્પ ભોજન;માફકસર ખાવું.

પરિણામ (સં.)—પરિ = ચોતરફથી+ ણમ્ = નમવું + અ = ક્રિ. વા. પ્ર.) = ચોતરફથી નમીને આવેલું, છેવટ,ફળ.

શિષ્ટાચાર(સં.)— = શિષ્ટ + આચાર (આ = મર્યાદા+ચર્ = જવું+અ= ક્રિ.વા.પ્ર.) = ચાલતે ચાલતે બંધાઈ ગએલી મર્યાદા} = સુધરેલી રીતભાત,વિવેક, શિષ્ટ-મહાપુરૂષોનો જે સદ્વ્યવહાર તે.

લય (સં)—(લી=ગળી જવું + અ = ક્રિ. વા. પ્ર.) = નાશ.

સંપાદન (સં.)=મેળવવું.

સ્વદેશી(સં.)—(સ્વ+દેશ+ઈ) = પોતાના દેશ–વાળા–ના–માં રહેનારા.

તત્વજ્ઞાની (સં.) (તત્વજ્ઞાન જુઓ પૃ. ૩૨+૯૦)તત્વ જાણનારો, ફિલસુફ.

પાષાણયુગ (સં.) (પાષાણ = પથ્થર+યુગ = જમાનો.) = પથ્થરનો જમાનો, ભૂસ્તર વિદ્યામાં માણસની હયાતીના ત્રણ યુગ ઠરાવ્યા છે, તે માંહેલો એક યુગ; જેમાં માણસો કેવળ પહાણાનાં હથિઆરજ વાપરતા.

## બ્રાહ્મણની ધર્મવિદ્યા.

કલ્પના (સં.)—(કલ્પ્ = કલ્પના કરવી + અન = ક્રિ. વા. પ્ર. + આ = ના. જા. પ્ર.) = અટકળ.

સર્વોપરિ (સં.)—(સર્વ=બધું+ઉપરી=ઉપર)=બધાનો ઉપરી, શ્રેષ્ઠ, સર્વોત્કૃષ્ટ.

આદિકારણ (સં )—મૂળ કારણ, પહેલું કારણ = જેમ ઘડો ઉત્પન્ન થવાનું મૂળ કારણ માટી છે. તો તે તેનું આદિકરણ કે ઉપાદાન કારણ કહેવાય. તેમ જગતનું આદિકારણ પરમેશ્વર છે.

અનાદર (સં.) (અન = નહિ + આદર = માન, સત્કાર) = માન નહિ તે, અપમાન.

વિનયપૂર્વક (સં.)—(વિ+નય્ = લઈ જવું + અ + પૂર્વક) = વિનયથી.

અદ્વૈત (સં.)—(અ = નહિ + દ્વૈત = બેપણું = ) બેપણું નહિ તે. એકજપણું-એટલે જીવ અને પરમેશ્વર જૂદા નથી પણ એકજ છે એવો મત. (એથી ઉલટુંજ નહીં તે)

લોકસમુદાય ( સં. )—(લોક + સમુદાય = જથો) = લોકોનો જથો—સમુહ.

## હિંદુના ત્રણ મુખ્ય દેવ.

ગુણદર્શક (સં )— {ગુણ + દર્શક = (દૃશ્ = જોવું + અક = કરનાર} = ગુણ દેખાડનાર.

ત્રિપુટી (સં.)—ત્રણનો જથો.

વિષયાતીત (સં.)— {વિષય = દુનીઆના પદાર્થો + અ-તીત (અતિ=પેલી તરફ + ઈ = જવું + ત = ભૂ. કૃ. પ્ર.) = હદની બહાર ગએલા, ભિન્ન, પર, જૂદા} = વિષયથી જુદા-નિરાળા ભિન્ન-છૂટા.

લાકિક (સં.)—(લોક + ઇક = નું) = લોકનું, મન અને ઇંદ્રિઓનો વિષય થાય એવું.

## બ્રાહ્મણનું તત્વજ્ઞાન.

તત્વજ્ઞાન (સં.)— {તત્વ+જ્ઞાન) = જગતના પરમાણુંઓનું} જ્ઞાન, જીવ, જગત અને ઇશ્વર સંબંધી ઊંચામાં ઊંચું જ્ઞાન, તત્વ શોધન, વિજ્ઞાન, ફિલસુફી, મહાજ્ઞાન, કાર્ય કારણ શાસ્ત્ર.

પાણિની—સિદ્ધાંત કૌમુદી વ્યાકરણના કર્તાઋષિ.

પ્રાકૃત—સંસ્કૃત ઉપરથી બગાડેલી ભાષા.

મૃત (સં.)—(મૃ = મરવું +ત ભૂ. કૃ. પ્ર.) = મરેલી, બોલાતી બંધ પડેલી. ૨ મરેલું, મુએલું, નિર્જીવ, અતચેન.

## હિંદની વિદ્યા.

પદ્ય (સં.)—(એમાં પત્ = પડવું ધા૦) = કવિતામાં લખાણ હોય તે, રચના પદબંધ.

## બ્રાહ્મણનું જ્યોતિશ્શાસ્ત્ર.

જ્યોતિશ્શાસ્ત્ર (સં.) = આકાશી પદાર્થોની ગતિ વગેરે સંબંધી શાસ્ત્ર.

વાર્ષિક (સં.)—(વર્ષ + ઈક = નું)-વરસનું, દર વરસનું.

સૌરવર્ષ (સં.)—પૃથ્વી પોતાની ધરી ઉપર ફરવાની સાથે સૂર્યની આસપાસ ૩૬૫ દિ. ૫ ક. ૪૮ મિ. ૪૭ા સેકંડમાં ફરી રહેછે તે.

અધિકમાસ (સં.)—વધારાનો મહિનો, પરસોતમ માસ, મળમાસ.

કળા (સં.)=ચંદ્રનો પ્રકાશ વધતો ઓછો થાય તે.

રાશિચક્ર (સં)—(રાશિ + ચક્ર = પટો) = સૂર્યને ફરવાનો જે દેખીતો માર્ગ ( ક્રાંતિ વૃત્ત ) તેના દરેક બાજુએ આઠ આઠ અંશ સુધીમાં પટો છે તે. ( એની પેલીમેર ગ્રહો જતા નથી.

રાશિ—(સં)=સૂર્યને ફરવાના (દેખીતા માર્ગના ૧૨ સરખા ભાગ કર્યાછે એ.

તરજુમો (આ.)—એક ભાષામાંથી બીજી ભાષામાં આવવું તે, ભાષાંતર.

ખગોળવેત્તા (સં) {= ખ+ગોળ+ વેત્તા (વિદ્ = જાણવું + તા = કરનાર } = ખગોળ વિષે સારૂં—જ્ઞાન ધરાવનાર-જાણનાર, વિદ્વાન જ્યોતિષી, જ્યોતિષરી, જ્યોતિર્વિદ્.

નિરીક્ષા સ્થળ (સં.)=(નિઃ= અંદર+ઇક્ષ્ = જોવું+આ= ના. જા. પ્ર.)-નળીકા યંત્ર વડે બરાબર તપાશીને જોવું તે+ સ્થળ= ઠેકાણું)=નિરીક્ષા કરવાનું ઠેકાણું, વેધશાળા.

## બ્રાહ્મણોનું વૈદ્યક શાસ્ત્ર.

વૈદ્યક શાસ્ત્ર (સં.) {વૈદ્યક (વિદ્ = જાણવું ધા०) + શાસ્ત્ર (શાસ્ = શીખવવું + ત્ર = સાધન) = શીખવવાનું સાધન} = દાકતરી વિદ્યા, વૈદ્યક, હકીમું, વૈદું.

શરીર વ્યવચ્છેદ (સં.)—(શરીર + વિ = વધારે + અવ + છિદ્ = કાપવું + અ = ક્રિ. વા. પ્ર.) = શરીરને કાપકૂપ કરવાની વિદ્યા, શરીરશાસ્ત્ર, મુડદાં ચીરવાનો હુન્નર.

વિદ્યા (સં)—(વિદ્ = જાણવું + ય = યોગ્ય + આ = ના. જા. પ્ર.) = જાણવા યોગ્ય તે–જ્ઞાન મેળવવા માટે વિદ્વાનોએ દરેક સત્યતાની એક પછી એક પાયરીબંધ ગોઠવણ કરેલી હોયછે તે.

ઉપવેદ (સં.)—(ઉપ = ઊતરતા દરજ્જાનું + વેદ) = વેદથી ઊતરતા દરજ્જાનું, જેમકે આયુર્વેદ, ધનુર્વેદ ગાંધર્વવેદ, સ્થાપત્ય (શિલ્પ શાસ્ત્ર.)

વ્યાધિ (સં.) {વિ + આધિ = (એમાં ધી = ઝાલી રાખવું ધા०} = રોગ, (ત્રણ પ્રકારનાં દુઃખ–તાપ, આ જગતમાં કહેવાય છે. ૧ (આધિ = મનનું દુઃખ) ૨ વ્યાધિ (શરીરનું દુઃખ) ૩ ઉપાધિ–(બહારથી આવી પડેલું દુઃખ.)

ઉપચાર (સં.)—ઉપ = પાસે + ચર્ = જવું + અ = ક્રિ: વા. પ્ર. ) = કોઈ વસ્તુની પાસે જવું, તે વસ્તુ મેળવવાનો ઉપાય કરવો; ઊપાય, ઈલાજ.

ભાષાંતર (સં.) ભાષા (ભાષ્ = બોલવું + આ = ના. જા. પ્ર.) = બોલાએલી + અંતર = બદલવું ) = એક ભાષામાંથી બીજીભાષામાં લાવવું તે, તરજુમો.

મધ્યયુગ (સં.)—વચલો જમાનો.

વૈદ્ય (સં.)—વિદ્ = જાણવું + ય = કરનાર) = વૈદ્યક વિદ્યામાં જાણનાર તે. રોગની દવા જાણનાર દાકતર, હકીમ, તબીબ.

ચરક—એક મુની જેણે કેટલાએક વૈદ્યકના ગ્રંથોનો સાર લઈ, ચરક નામનો ગ્રંથ બનાવ્યો છે.

ઇસુખ્રિસ્ત—જીઝસ, ક્રાઇસ્ટ, ખ્રિસ્તીધર્મનો મૂળ પુરૂષ-પેગમ્બર, જેણે ખ્રિસ્તીધર્મ સ્થાપી ચલાવ્યો તે. તેની મા મરીયમ (મેરી) હતી, તે યુસફ નામના સૂતાર સાથે પરણી હતી. પણ કહે છે કે તે ત્યાં ગયા પહેલાં, તેને ગર્ભ રહ્યો હતો તેથી તેણે એને રાખવા ન માંડી. ત્યારે એક ફિરસ્તાએ આવી કહ્યું કે એ પવિત્ર આત્માના પેટનોછે. તેનો જન્મ એશિઆઈ તુર્કસ્તાનના પાલેસ્ટાઇન પ્રાંતના બેન્થલેહેમમાં થયો હતો.

## હિંદુ વૈદ્યક વિદ્યાની પડતી.

ધર્માદા, (સં.) ધર્મ સારૂ બંધાવેલી, જેમાં દવા વગેરે દરદીને મફત મળે એવી.

ઔષધ શાળા (સં.)—(ઔષધ = ઓસડ + શાળા = જગ્યા) =ઓસડ આપવાની જગ્યા, દવાખાનું; ડિસ્પેન્સરી, હોસ્પીટલ, વૈદશાળા, વૈદકશાળા, દવાશાળા.

હકીમ (આ.)—જુઓ વૈદ્ય પૃ. ૩૪

## હિંદી સંગીતશાસ્ત્ર.

સંગીતશાસ્ત્ર—(સમ્= સુંદર રીતે + ગા=ગાવું+ત=ભૂ. કૃ. પ્ર.)=સુંદર રીતે ગાએલું +શાસ્ત્ર) ગાયનવિદ્યા. (ગાયન, નાચ, અને વાજું એ ત્રણેનો એમાં સમાસ થાયછે. )

કમ (ફા.)—ઓછું, થોડું, કમતી.

પદ્ધતિ (સં.) એમાં હન્=મારવું ધા૦),ઢબ, રીતિ, ગોઠવણ, વ્યવસ્થા, ક્રમ.

સ્વયંકૃત (સં.) મૂળનું, આરંભનું, પ્રથમનું, અસ્સલ.

નિગાહ (ફા.)=નજર.

મનોરંજક (સં.) (મનઃ=મન + રંજ્—ખુશ કરવું + અક =

કરનાર)=મનને ખુશ કરનાર, દિલને પસંદ આવે એવું.

સ્વદેશહિતકારી(સં.)—(સ્વ=પોતાનો+દેશ+હિત=ભલું+કૃ+ઇ=વાળો.)=પોતાના દેશનું કલ્યાણ કરવાવાળો, સ્વદેશ પ્રીતિવાળો, સ્વદેશાભિમાની.

સજીવનકર્યું (સ=સાથે+જીવન ( જીવ્=જીવવું ધા૦ )=જીવતું કર્યું, અહિં સુધાર્યું, બનાવ્યું.

## બ્રાહ્મણોના કાયદા.

ધર્મશાસ્ત્ર (સં.)—કાયદા, સ્મૃતિ, વ્યવહાર, શાસ્ત્ર, ચારવર્ણ અને ચાર આશ્રમના ધર્મ વિષે ગ્રંથ, વારસા, લેણદેણ, અપરાધ, નીતિ, આચાર, રાજધર્મ, પ્રજાધર્મ, સંબંધી જે શિક્ષા તે.

ગૃહ્યસૂત્ર,—ઘર સંસાર સંબંધી, નીતિનું પુસ્તક, એ જૂનામાં જૂનું ધર્મશાસ્ત્ર છે.

મનુ—બ્રહ્માનો પુત્ર, સૃષ્ટિનો વધારો કરનાર, માણસને ધર્મ શીખવનાર, મન્વંતરનો મૂળ પુરૂષ.

મનુસ્મૃતિ (સં.)—મનુએ બનાવેલી સ્મૃતિ. (જેમાં ઉત્તર હિંદની રૂઢીઓનો સંગ્રહ છે.)

યાજ્ઞવલ્ક્ય (સં.) એક મોટો બ્રહ્મજ્ઞાની ઋષિ, એણે જનક રાજાને ત્યાં સર્વ બ્રાહ્મણોને બ્રહ્મજ્ઞાનમાં જીત્યા હતા.

તપ (સં.)—(તપ્= તપવું + અ =ક્રિ.વા.પ્ર.) દેહને બાળવો, દુઃખ દેવું; ભક્તિ કરવામાં કાળ કાઢવો, સારા કામનો વિચાર કરવો તથા તે કરવાં, કાયાકષ્ટ.

સ્મૃતિકાર (સં.)—સ્મૃતિ–વેદ સિવાય બીજા ઋષિઓની વાણી, જુઓ પૃ. ૨૭+ કૃ+અ) = સ્મૃતિના કરનારા —રચનાર—બનાવનાર.

સંમતિ (સં)—(સમ્= સાથે+મન્ = વિચારવું+તિ = પણું) = સાથે વિચારવાપણું, અભિપ્રાય, મત, વિચાર.

દેશાચાર—(દિશ્+આચાર)=દેશની રીત ચાલ-રિવાજ.
સશાસ્ત્ર (સં.)=કાયદા પ્રમાણે.

### બ્રાહ્મણોની કવિતા.

ચરિત્ર (સં.)—( ચર્ = જવું + ઈત્ર = સાધન )= અમુક માણસે કરેલાં કામોનું વિગતવાર વર્ણન કરવું તે.
માહાભારત (સં.)[મહા=મોટું+ભારત {ભરત (ભૃ=ભરવું ધા૦)=રાજાનું નામ+અ=તે યુક્ત} ભરતનું, ભરત સંબંધી)=ભરતના વંશજોની-પાંડવ કૌરવની કથાનું પુસ્તક. (તે વ્યાસે બનાવેલું છે અને એ પુસ્તક બહુ મોટું હોવાથી મોટાઈ બતાવવા એ શબ્દ ઉપમા તરીકે વપરાયછે, તે પાંચમો વેદ કહેવાય છે.)

### મહાભારત.

હોમર—પ્રાચીન પ્રખ્યાત ગ્રીક કવિ.
ઇલીયદ—એક વીરરસકાવ્ય જેનો નાયક એકીલીસ છે.
વર્જીલ—રોમન કવિ તે આગસ્ટસ સીઝરના વખતમાં થઈ ગયો છે.
ઇનીદ—વર્જીલનું બનાવેલું વીરરસકાવ્ય. જેનો નાયક ઇનીયસ છે.

### મુખ્ય કથા.

ગર્ભવાર્તા (સં.) = પેટાંની વાત.
ધૃતરાષ્ટ્ર (સં.) પાંડુનો ભાઈ. (તે જન્મથી આંધળો હતો. તેની સ્ત્રી ગાંધારી હતી. તે વર વહુએ દુર્યોધનને પાંડવો સાથે લડાઈ ન કરવાનું ઘણું કહ્યું તોપણ તેણે માન્યું નહોતું. એનો ભાઈ વિદુર હતો.)
અરણ્યવાસ. (સં.)—(અરણ્ય = જંગલ+ વાસ = રહેવું + અ=ક્રિ. વા. પ્ર.)=જંગલમાં રહેવું.
નદીનું પાત્ર—જે જગ્યામાંથી નદી વહેતી હોય તે.

વાલી (આ.) રક્ષણ કરનાર, ત્રાતા, રક્ષક.

યુવરાજ (સં.)—( યુવ=યુવાન+રાજ=રાજા )=યુવાન રાજા. એક રાજાની પછી જેનો ગાદીએ બેસવાનો હક છે તે અથવા જેનો તે હક જાહેર કરવાની ક્રિયા કીધી છે તે. ટિલાત, પાટવીકુંવર, ગાદીનો વારસ.

**સહજ સાર.**

સ્વયંવર (સં.) (સ્વયં=પોતે+વર (વૃ=પસંદ કરવું+અ=ક્રિ. વા. પ્ર.) પરણનારે પોત પોતાને માટે વર પસંદ કરવો તે, ઇચ્છાવર કરવો તે.

પરાક્રમ (સં.)—(પરા=ઘણું+ક્રમ્=પગલાં ભરવાં+અ= ક્રિ૦ વા૦ પ્ર૦)=વધારે પગલાં ભરવાં. બહાદુરીનાં કામ.

હરીફ (આ.)—બરોબરીઆ, સ્પરધા કે સરસાઈ કરનાર. પ્રતિસ્પર્ધી.

પાટનગર ( સં. )—પાટ=રાજ્યગાદી+નગર=શહેર.)=રાજ-ધાનીનું શેહેર-જેમાં રાજા રહે તે.

દ્યૂત (સં.)—(દ્યૂત્=રમવું ધા૦)+અ=ક્રિ૦ વા૦ પ્ર૦) જુ-ગટું. જુગાર.

સ્વાધીન (સં.) (સ્વ=પોતાને+આધિન=તાબે.)=પોતાનેતાબે.

અશ્વમેધ (સં.)—(અશ્વ=ઘોડો+મેધ=ભોગ આપવો)-જ્યારે કોઈ રાજા સર્વ ક્ષત્રીને જીતી રહે, ત્યારે તે એક ઘો-ડાને છૂટો મૂકી દે. તેને જેનામાં સામે થવાનું જોર હોય તે બાંધી રાખે. તેવા બધા પાસેથી મૂકાવી લાવીને પછી તે અશ્વને જે યજ્ઞમાં મોટી ધામધૂમથી હોમતા તે.

ચક્રવર્ત્તી—(સં.)=સામ્રાજ, સૌથી મોટો રાજા. મંડળીક—ખડીઆ રાજાનો ઉપરી. એક સમુદ્રથી બીજા સમુદ્ર સુધીના પ્રદેશનું રાજ કરનારો તે. જેને બીજા સર્વ રા-જાઓ ખંડણી આપતા હોય તે રાજા; સાર્વભૌમ.

મહારાજાધિરાજ (સં.) (મહા=મોટા+રાજા+અધિ=ઉપર +રાજ)=મોટા રાજાઓનો ઉપરી રાજા, ચક્રવર્તીરાજા.

પશ્ચાત્તાપ (સં.)—(પશ્ચાત્=પછીથી+તપ્=તપવું+અ) ખરાબ કામ કર્યા પછી દુઃખી થવું તે. પસ્તાવો, ખેદ, દિલગીરી, વિમાસણ.

શોકાતુર (સં.)—(શોક = દિલગીરી + આતુર = પીડાતું) = દિલગીરીથી પીડાતું, ખિન્ન, દુઃખી, દિલગીર, ગમનાક, આજુરદે.

પ્રવાસી (સં.)—(પ્ર + વસ્ + ઈ) = મૂસાફર.

જ્યેષ્ઠ (સં.) = મોટો, વડો.

આમંત્રણ—(સં.) (આમન્ત્ર = બોલાવવું + અન = ક્રિ૦ વા૦ પ્ર૦) = બોલાવવાનું તેડું, નોતરૂં.

મયત (સં.) મરી ગએલ, મરહૂમ.

માયા (સં.) = મોહ, અવિદ્યા, જૂઠી જંજાળ, ભ્રમણા.

એકત્ર (સં.) = એકઠી, સંઘાથે.

અનન્ત (સં.) (અન = નહિ + અન્ત = છેડો) = જેનો છેડો નથી એવું, ઘણુંજ.

## રામાયણનો સાર.

વૃત્તાંત(સં.)-(વૃત્ = વળવું+ત૦ ભૂ૦ કૃ૦ પ્ર૦+અંત = છેડો) બનેલી વાત છેડા સુધી કહેવી તે, બિના, વર્ણન, હકીકત.

મહાશક્તિવાન (સં.)--(મહા + શકિતવાન) મોટી શકિતવાળો, મોટા સામર્થ્ય-જોર-બળવાળો.

જનાનો (ફા.) જનાનખાનું, અંતઃપુર, બૈરાંને ખાનગી બેસવાનો ખાસ ઓરડો, તોસાખાનું, ઓઝલપડદો.

આશ્રમ (સં.)—(આ + શ્રમ્ = મહેનત કરવી + અ = ક્રિ૦ વા૦ પ્ર૦) = ધર્મસબંધી શ્રમ કરવાની જગ્યા, અથવા જ્યાં સંસારી શ્રમની મર્યાદા આવી રહેછે તે.

સાધુ, ઋષિ-વિગેરે ત્યાગી લોકોને રહેવાની જગ્યા.

કાળ (સં.) મૃત્યુ, મરણ, મોત, અવશાન.

સ્થાનિક (સં.)—(સ્થાન + ઇક) = તે ઠેકાણાનું, અમૂક ઠેકાણાનું.

કાંતિ (સં.) કમ્ = ચહાવું + તિ = પણું = ચહાવા લાયકપણું ખુબસુરતી, રૂપ, શોભા, તેજ.

કપિ = વાંદરો, વાનર.

સેનાપતિ (સં.)—(સેના = લશ્કર + પતિ = ઉપરી) = લશ્કરનો ઉપરી; મુખ્ય સરદાર.

હનુમાન (હન્ = નાશ કરવો + ઉ = કરનાર + માન = વાળો) = મારવાવાળો, રામનો ભગત. વાનર (એની માનું નામ અંજની ને બાપ વાયુ હતો. તે પરણ્યાજ નથી પણ તેને મકરધ્વજ નામનો પુત્ર હતો એમ પુરાણોમાં કહેલું છે.)

સેતુ—પાજ, પૂલ, સડક.

આદમ—ખ્રિસ્તી અને મુસલમાન લોકોના મત પ્રમાણે સૌથી પહેલું એક જોડું જેમાંથી માણસ જાતનો વંશ વધ્યો. તે માંહેલો પુરૂષ આદમ ને તેની સ્ત્રીનું નામ ઇવ કે હવા.

પતિવ્રત (સં.) (પતિ + વૃત) પોતાના પતિ સિવાય પર પુરૂષમાં પ્રીતિ ન કરવાનો નિયમ તે, પોતાના પતિને વિષેજ પૂજ્ય ભાવ.

મુક્ત (સં.)—(મુચ્ = મૂકવું + ત = ભૂ૦ કૃ૦ પ્ર૦) મૂકાએલું, છૂટેલું, છૂટું થએલું.

અગ્નિધીજ (અગ્નિ + ધીજ) = અગ્નિમાંથી પ્રવેશ કરી બહાર નીકળવું તે.

જયપૂર્વક (સં.)—(જય્ = જીતવું + અ + પૂર્વક) = વિજયથી, ફતેહ, જીત કરીને.

વાલ્મીક (સં.) = એક ઋષિ, રામાયણના કર્ત્તા, આદિ કવિ. (એ પહેલાં લૂટારાનો ધંધો કરતા તેમાંથી નારદમૂનીના ઉપદેશથી ઋષિ થયા ને રામાયણ રચ્યું, રામ વનવાસ ગયા ત્યારે ચિત્રકૂટ પર્વતપર તેના આશ્રમમાં રહ્યા હતા. રામે સીતાને વનમાં મૂકેલ તે એમને ત્યાં રહ્યાં હતાં. ને લવ કુશને એ રૂષિએ વેદ તથા ધનુર્વિદ્યા શીખવ્યાં હતાં.)

**પછીથી થએલાં સંસ્કૃત વીરરસ કાવ્યો.**

રઘુ (સં.) અયોધ્યાના સૂર્યવંશી રાજા દિલીપના પુત્ર (એણે દિગ્વિજય કર્યો હતો.

કાર્ત્તીકેય—શિવના ગણપતિથી નાના પુત્ર, યુદ્ધના દેવ, સ્વર્ગના સેનાપતિ.

**સંસ્કૃત નાટક.**

ભરત(સં)દુષ્યંતનો શકુન્તલાથી થએલો પુત્ર, જે ચંદ્રવંશનાં મહાભારતમાં પરાક્રમ વર્ણવ્યાં છે તેનો સ્થાપનાર ચક્રવર્ત્તી રાજા.

**બીજાં નાટકો.**

શકટ (સં.) ગાડું.

અંકી (અંક = નાટકનો ભાગ, પ્રકરણ + ઇ.)= પ્રકરણવાળું.

નિરપરાધી(નિઃ = નહિ + અપરાધ = ગુન્હો + ઈ =વાળો) વાંક વગરનો, બેગુનાહ, દોષ વગરનો.

**પશુવાર્ત્તા.**

લોકપ્રિય (સં.)—(લોક + પ્રિય = વહાલું) લોકને વહાલું.

પંચતંત્ર (સં.) વિષ્ણુશર્મા પંડિતનો બનાવેલો પશુવાર્ત્તાનો નીતિનો ગ્રંથ.

**બ્રાહ્મણોની સત્તા.**

પ્રાધાન્ય (સં.)—(પ્રધાન + ય) = પ્રધાનપણું, પ્રભુતા, મોટો અધિકાર, સરદારી, મુખ્યપણું.

# प्रकरण ५ मुं.

## બુદ્ધ ધર્મનો ઉદય.

પ્રતિસ્પર્દ્ધી ( સં. )—( પ્રતિ = સામે + સ્પર્દ્ધા + ઈ ) સામી હરીફાઈ—સ્પર્દ્ધા-રાખનારો, સામાવાળીઓ, વેરી.

## બુદ્ધનું પુર્વ ચરિત્ર.

પુષ્ટ (સં.)—પાકી, પાકટ.

નિદ્રાવશ (સં.)—( નિદ્રા = ઊંઘ + વશ = તાબે ) = ઊંઘને તાબે—આધીન, ઊંઘાએલું.

ચરવાદાર—ઘોડાની ચાકરી કરનાર, ઘોડા વાળો, રાવત, સાણી.

રાજકીય (સં.)—(રાજ + કીય = વાળું, નું) = રાજનું, રાજને શોભે એવું, બાદશાહી ઠાઠ-ભપકા-વાળું.

વૈભવ (સં.)—(વિ = વિશેષ + ભૂ = હોવું + અ) = વિશેષ પણે રહેવું. બધા રહે છે તેથી સારી રીતે રહેવું તે, મોજશોખ, એશઆરામ.

મહાવૈરાગ્ય (સં.)—(મહા = મોટું + વૈરાગ્ય ) = દુનિઆના તમામ પદાર્થોપરથી મન ઉતારી લેવું તે, મહા ત્યાગ, અસ્વિકાર, અનંગિકાર, ઈનકાર.

## બુધનો વનવાસ.

મુનિ (સં.)—( મન્ = વિચારવું + ઈ = વાળો ) વિચાર (પરમેશ્વર સંબંધી) કરનારો, ઋષિ.

સ્વકાયાકષ્ટ (સં.)—( સ્વ + કાયા + કષ્ટ ) પોતાના શરીરને દુઃખ દેવું તે.

માર (સં.)—સ્ત્રી પુરૂષમાં પરસ્પર પ્રેમનો વિકાર કરાવનારો દેવ, વિષય વાસના પેદા કરનાર દેવ, સ્મર, મન્મથ, મનોજ, અનંગ, કામદેવ, કંદર્પ.

સદેહ (સં.)—(સ + દેહ) શરીર સાથે (દેખા દઇને).

વ્યાકુળ (સં.) ( વિ + આ + કુલ્ = એકઠું કરવું + અ) = વધારે ગભરાએલો.

ભ્રમણ (સં.) ( ભ્રમ્ = ભમવું + અન = ક્રિ૦ વા૦ પ્ર૦) = ભમવું, ફરવું, ભટકવું.

### બુદ્ધનું મરણ અને તેના છેલ્લા બોલ.

દૃઢ (સં.)—મજબૂત, અચળ.

નીતિ (સં.)—( ની = લઈ જવું + તિ = પણું) = સંસારમાં સદા સુખને પહોંચાડનારો રસ્તો, સદાચરણ. દુનિઆમાં વર્તવાની રૂડી રીતિ તે.

ભવસાગર ( સં. )—( ભવ = સંસાર + સાગર) = સંસારનો દરિઓ (અહીં સંસારને એ ઉપમા આપીછે.)

દૈવી (સં.)—ઈશ્વરી ચમત્કાર વાળું.

મુક્તિ (સં.)—( મુચ્ = મૂકવું + તિ = પણું) = મૂકવાપણું, આ દુનિઆમાંથી મૂકાવું તે, મોક્ષ, જન્મ મરણથી છૂટવું તે.

નિર્વાણ (સં )—હમેશનો આરામ, આત્માનો અંત આવવો તે, વિરામ.

મોક્ષ (સં.)—( મુચ્ = મૂકવું ધા૦ ) = માયાના પાસમાંથી છૂટવું, બ્રહ્મમાં મળી જવું તે.

### કર્મનો નિયમ.

આત્મોદ્ધાર (સં.)—આત્મા + ઉદ્ધાર = મોક્ષ = આત્માનો મોક્ષ-કલ્યાણ-સદ્‌ગતિ.

કરણી (સં.)—(કૃ = કરવું ધા૦) = કરવું, કામ, ક્રિયા.

મધ્યસ્થ (સં.)—(મધ્ય + સ્થા = રહેવું + અ)=બે પક્ષની વચ્ચે રહેનાર.

તરીકે—પ્રમાણે, રીતે.

અનિવાર્ય (સં.)—(અ = નહિ + નિ + વૃ.+ય.) = અટકાવી નહિ શકાય એવું.

વ્યકત (સં.) ખુલ્લું, દેખાય એવું, ઇંદ્રિય ગોચર, સ્પષ્ટ.

અખિલ (સં.)—આખો, સમગ્ર.

પ્રથક્ (સં.)—જૂદો.

પરિતાપ (સં.)—(પરિ = ચોતરફથી + તપ્=તપવું + અ =ક્રિ૦ વા૦ પ્ર૦) = ચોતરફથી તપવું, ચિંતા.

ધર્મશીલ (સં.)—(ધર્મ + શીલ) = ધર્મી, ધર્મમાં ચાલ-વાના સ્વભાવવાળું.

બાદ્ધમાર્ગી (સં.)—બુદ્ધે ચલાવેલા ધર્મને માનનારા.

સન્માર્ગ (સં.)— {સત્ = સારો + માર્ગ (મૃગ્ = ખોળવું + અ) = રસ્તો} = સારો—સાચો રસ્તો.

સંયમ (સં.)—(સમ્ + યમ્ = અટકાવવું + અ) = પોતાની ઇંદ્રી તથા મનને વશ રાખવું.

### બૌદ્ધમતનું ધર્મપ્રસારક રૂપ.

માનવ (સં.)—(મન્ = વિચારવું ધાતુ ઉપરથી મનુ + અ) = મનુથી ઉત્પન્ન થએલા તે, માણસ, મનુષ્ય, જન.

### પહેલી અને બીજી સભા.

અનુસરનારા (સં.)—(અનુ = પાછળ + સૃ = જવું + અ + નારા૦ ગૂ૦ પ્ર૦) = પાછળ ચાલનારા, માનનારા, અનુયાયી, અનુગામી.

### અશોક.

આશ્રય (સં.)—(આ + શ્રિ = જવું + અ) = કોઈની હદ-માં જવું—મદદ માગવી. આશરો, મદદ, સહાય, ટેકો પુષ્ટિ.

મૂળતત્વ (સં.)—(મૂળ + તત્વ) = મૂળસાર-બીજ—સિદ્ધાંત.

પ્રમાણિક (સં.)— {પ્રમાણ-(પ્ર + મા=માપવું + ન =ક્રિ૦

વા૦ પ્ર૦)+ ઇક = વાળું} = પ્રમાણ-આધારવાળું, સ-
પ્રમાણ, સાચું, અદલ.

**અશોકનાં કૃત્ય.**

આજ્ઞાપત્ર (સં.)—(આજ્ઞા = હુકમ + પત્ર) = હુકમનો કા-
ગળ-લેખ, જાહેરનામું.

ત્રાસદાયક (સં.)—(ત્રાસ = ભય + દા = આપવું + ય +
અક) = ભય કરનાર, ભયંકર.

નિન્દિત (સં.)—(નિન્દ્ = નિંદવું + ઇત = વાળું) = નિંદા-
એલું, તુચ્છ, હલકું.

સ્વરાજ્ય (સં.)—(સ્વ+રાજ્+ય)= પોતાનું રાજ.

અનવરોધક (સં.)— {અન = નહિ + અવરોધક (અવ
+ રૂધ્ = રોકવું + અક) = રોકનાર} = અટકાવ કર-
નાર નહિ એવું, કરે તેમ કરવા દે એવું.

પુનઃશોધન (સં.)— {પુનઃ = ફરીથી + શોધન (શુધ્ =શુદ્ધ
કરવું + અન-ક્રિ૦ વા૦ પ્ર૦)શોધ} ફરીથી શોધ કરવો તે.

**બૌદ્ધમત પ્રજાનો સામાન્ય ધર્મ.**

ઉચ્છેદ (સં.)—(ઉત્ = બહાર + છિદ્ = કાપવું + અ =
ક્રિ૦ વા૦ પ્ર૦) = ઉખેડવું, નાશ, મૂળમાંથી કાઢી નાખવું.

**બુદ્ધનાં અસ્તિત્વનો ઇનકાર.**

કપિલ—સાંખ્યશાસ્ત્રના કર્તા. (એ વિષ્ણુના ૨૪ અવતાર-
માંના એક ગણાય છે. કલકત્તાની પાસે એનું સ્થાનક
છે ત્યાં લોકો જાત્રાએ જાય છે.)

સાંખ્ય (સં.)—૭ શાસ્ત્રમાંનું એક, (વેદના જ્ઞાનકાંડનો
અભિપ્રાય લેઈ કપિલમુનિએ બનાવેલું છે. એમાં પુ-
રૂષ અને પ્રકૃતિનો વિવેક બતાવ્યો છે. અને તે બેને
અનાદિ સિદ્ધ ગણેલાં છે.)

લાક્ષણિક (સં.)—(લક્ષણા + ઇક = વાળું)લક્ષણાવાળું, લ-

ક્ષણાથી જણાય એવું. (અર્થ બે પ્રકારના છે. ૧ વાચ્યાર્થ ૨ લક્ષ્યાર્થ. મૂળ શબ્દાર્થ ઉપરથી બીજો જૂદો અર્થ નીકળતો હોય તેવું. જેમકે "જોજે કાગડા ન આવે" એમ કહેવાથી આપણે ઉપરથી સમજીએ કે કોઇપણ પક્ષી ન આવે. "ગંગામાં ગાયો" = ગંગાને કાંઠે ગાયો.)

દંતકથિત ( સં. )—(દંત + કથા + ઇત) = દંતકથા-લોકવાર્તામાં કહેલું.

સંયુક્ત ( સં. )—(સમ્ = સાથે + યુજ્ = જોડવું + ત-ભૂ૦ કૃ૦ પ્ર૦) = સાથે જોડાએલું.

**શીલાદિત્યની સભા.**

પ્રતિપાદન (સં.)—( પ્રતિ + પદ્ = જવું + અન) = કોઇની તકરારની સામે કંઇ વાત સિદ્ધ કરી આપવી તે, સ્થાપન, મંડન.

સંવાદ (સં)—(સમ્ + વદ્ = બોલવું + અ) = સાથે બોલવું, સામસામી તકરાર કરવી.

દમાક—ઠાઠમાઠ, ભપકો.

**બ્રાહ્મણ ધર્મનો જય.**

ઉપદ્રવ (સં) —હરકત, પીડા, દુઃખ, આપદા.

પતન (સં.) - (પત્ = પડવું + અન) = પડતી, પડવું, પડી ભાગવું, અસ્ત, અવનતિ.

જીર્ણતા (સં.)—(જૄ ધા૦) જૂનું થવાપણું, વૃદ્ધપણું.

**દેશનિકાલ થએલો બૌદ્ધ ધર્મ.**

જન્મસ્થાન (સં.)—(જન્મ = પેદા થવું + સ્થાન) = પેદા થવાનું ઠેકાણું, જન્મભૂમિ.

બાહ્ય (સં.)—બહારના.

પ્રતિમા (સં.)—(પ્રતિ+મા) = સામે માપવું, તેના જેવીજ છબી કાઢવી તે, મૂર્ત્તિ, પૂતળું, બાવલું.

ભ્રાતૃભાવ (સં.)—(ભ્રાતૃ + ભાવ) ભાઈચારો, બંધુત્વ.
પ્રતિજ્ઞા (સં.)—(પ્રતિ = સામું + જ્ઞા = જાણવું )=સામાનું ખરા ખોટાપણું જાણવા માટે સોગન દેવા તે, કસમ.
વૈષ્ણવ (સં.) (વિષ્ણુ ( વિશ્ = પેશવું ધા૦) + અ) = વિષ્ણુને માનનારા.
ઉપહાસ (સં.)—(ઉપ+હસ્ = હસવું + અ) = મશ્કરી.



# પ્રકરણ ૬ ઠ્ઠું.

## હિંદના ઈતિહાસનાં બહારનાં સાધન.

આડકતરો—સીધો નહિ તે.
હિબ્રુ—યાહુદી લોકની પવિત્ર ભાષા.
બાઈબલ—ખ્રિસ્તિ ધર્મ પુસ્તક.
અલ્પ (સં.)—થોડું, નાનું.
આબેહૂબ (આ.)—જેવું હોય તેવું, ખરેખર, તાદૃશ.
વિજેતા—જુઓ. વિજયી પૃ૦ ૧૧
મોસમનો પવન—(મલય ભાષાના મોન્સૂન શબ્દ ઉપરથી મોસમ = ૠતુ) = અયન પવન. (વિદ્વાનોએ પવનની મુખ્ય ત્રણ જાત ઠરાવી છે. તે માંહેલા નિયમિતવાહી પવનનો એ મુખ્ય વિભાગ છે.).
દિગ્વિજયી (સં. )—(દિક્ = દિશા + વિજયી પૃ૦ ૧૧=બધી દિશામાં જીત કરનાર.
સંભવિત (સં.)—(સમ્ + ભૂ + ઈત) = સંભવ વાળું, માનવા લાયક.

### સિકંદર સિંધમાં.

રક્ષક (સં.)—(રક્ષ્ = રક્ષણ કરવું + અક) = બચાવ—રક્ષણ કરનાર, બચાવનાર.

**ચંદ્રગુપ્ત.**

એળચી (તુર્કી)—વકીલ, સ્વતંત્ર મોટા રાજવાળા એક બીજાના દરબારમાં પોતાના તરફથી આડતીઓ રાખેછે તે.

**ઈ. સ. પૂ. ૩૦૦. હિંદની સંસારી હાલત.**

સાનન્દાશ્ચર્ય (સં.)—( સ = સાથે + આનંદ + આશ્ચર્ય)= આનંદ-હર્ષ સાથે નવાઈ.

ગ્રામ (સં.) —ગામ.

પ્રજાસત્તાક (સં.)—(પ્રજા = રૈયત + સત્તા + ક=વાળું)= જ્યાં વંશપરંપરાના એક રાજાની અથવા કોઈપણ એક જોરાવર પુરૂષની સત્તા નથી મનાતી પણ દેશના સર્વ લોક પોતાના એકત્ર વિચારથી ધારા બાંધી તેને અમલમાં લાવવા જોઇતી ગોઠવણ કરેછે એવું રાજ.

ઉદ્ભિજ્જ (સં.)—(ઉત્ = બહાર + ભિદ્ = ફાડવું + જ= જન્મેલું) = જમીન ફાડીને બહાર નીકળેલું તે, વનસ્પતિ. ( જ પ્ર૦ ના દાખલા-અંડજ, સ્વેદજ, જરાયુજ, અગ્નિજ ઈ૦)

વર્તારો-(વૃત્ = વરતવું ધા૦) = જોશીએ વરતેલું ભવિષ્ય.

મૌનવ્રત (સં.)—ચૂપ-મુંગા રહેવાનો નિયમ.

**પાછલા સમયમાં થએલી ગ્રીક સંચારીઓ.**

પૌત્ર (સં.)— { પુત્ર (પૂ = ચોખ્ખું કરવું + ત્ર = સાધન = ચોખ્ખું કરવાનું સાધન (અથવા પૂ નામના નર્કમાંથી તારનાર)+ અ } = દીકરાથી ઉત્પન્ન થએલો, પોતરો.

પર્યંત-(સં.)—(પરિ+અંત) = સુધી, લગી.

---

## પ્રકરણ ૭ મું.

જારી (આ.)—ચાલુ, ચાલતું, શરૂ.

સાન અવેજી (આ.)—કોલકરાર બરાબર બજાવવાની જા-

મીનગીરી દાખલ દુશ્મનને સ્વાધીન કરેલું માણસ.
વિક્રમ (સં.) (વિ = વિશેષે + ક્રમ્ = ડગલું ભરવું + અ = ક્રિ૦ ક૦) = આગળ ડગલાં ભરનાર સાધારણ માણસથી ન થઇ શકે તેવું કામ કરનાર, ઉજ્જનનો પ્રખ્યાત રાજા જેણે ઘણા પરમાર્થ કર્યાછે; તે વિદ્વાનોને ઘણો આશરો આપતો. તેની સભામાં નવ રત્ન (મોટા પંડિત) હુતા તેનાં નામ—ધન્વંતરી, ક્ષપણક, અમરસિંહ, શંકુ, વૈતાળભટ્ટ, ઘટ કર્પર, કાલિદાસ, વરાહ મિહિર, અને વરરૂચિ. (કોઇ બીજી રીતે નામ પણ આપેછે.)
ઇબારત (આ.)—બોલવા લખવાની—ઢબ—શૈલી—રચના—જુકિત.



# પ્રકરણ ૮ મું.

## આર્ય અને અનાર્ય લોક.

દાનવ (સં.)—જુઓ દૈત્ય પૃ. ૪
દાયભાગ (સં.)—(દા = આપવું + ય + ભાગ) = આપવાનો ભાગ, સ્મૃતિઓમાં મરનારની મિલ્કત કોને કોને આપવી એ પ્રકરણને દાયભાગ કહેછે. વારસા પ્રકરણ.
પુરાણા (સં.) = શક લોક જુઓ પ્રાચીન પૃ. ૬

## આર્યકૃત સુધારાનાં કામો.

વિરોધ (સં.)—(વિ = વધારે + રૂધ્ = અટકાવવું. + અ) = વિશેશે અટકાવેલું લડાઇ, કજીઓ.
સગુણ (સં.—(સ = સાથે + ગુણ = સત્વ, રજ, અને તમ એ ત્રણ ગુણ) ગુણવાળો-(એથી ઉલટું નિર્ગુણ.)
સ્રષ્ટા (સં.)—(સ્રજ્ = પેદા કરવું + તૃ-તા = કરનાર) = પેદા કરનાર.

ઐક્ય (સં.) એકતા, એકપણું.

**હિંદુ ધર્મનો બેવડો પાયો.**

અવસ્થા (સં.) (વિ + અવસ્થા) = ગોઠવણ, રચના, ગોઠવણી, બંદોબસ્ત.

**જ્ઞાતિભેદનો પાયો.**

વર્ણશંકર (સં.)—(વર્ણ + શંકર)=એક જાતની સ્ત્રી અને બીજી જાતના પુરૂષથી ઉત્પન્ન થએલો. (હાફકાસ્ટ)—મિશ્ર વર્ણનો.

સહભાગીઆ = સાથેના ભાગીઆ.

**જાતોની ગુંચવણ.**

વસ્તુતઃ(સં.)—વાસ્તવિક, વાજબી, ખરી, સાચી,સત્ય રીતે.

વદન (સં.) મોઢું, ચેહેરો.

સભ્ય (સં.)—(સભા + ય = યોગ્ય)=સભામાં બેસવા યોગ્ય, વિવેક ભરેલું, વિવેકવાળું.

**નાત એ ધંધાનું મહાજનછે.**

અનુભવી (સં.)—(અનુ + ભૂ + ઈ) = અનુભવ વાળી, અનુભવથી મળતી.

લપ્પો—જરૂર જેટલા રેશમ સાથે, નરદમ કસબ ભરી બનાવેલું જે જરનું વસ્ત્ર તે.

સ્ટાંપના કાગળ- ( સ્ટાંપ (ઇં.)—છાપ, મોહોર, સિક્કો ) અમુક જાતના કરાર માટે સરકારી સિક્કા વાળા કાગળ વપરાય છે તે.

દસ્તૂરી (ફા.) દસ્તુર મુજબ લેવાતી રકમ.

લવાજમ (આ.)—ઉચક.રકમ.

હરાજ (આ.) લીલામ.

**બૌદ્ધ ધર્મની અસર.**

ઉદાર (સં.)—સખી, ઉદારતા ભરેલો, દાતાર, દાતા, હાથનો છૂટો, મોટા મનનો, દાનશૂર, દાનવીર.

ઉત્સાહ (સં.)–(ઉત્ + સહ્ + અ)-કોઈ કામ પાર પાડવાનો પ્રીતિનો જુસ્સો-ઉલટ, હોંશ.
રથોત્સવ (સં.)—(રથ + ઉત્સવ=ઓચ્છવ)=રથનો ઓચ્છવ.

### અનાર્ય લોકથી થયેલી અસર.

ઉત્પાદક (સં.)—(ઉત્+પત્+અક) = ઉત્પન્ન, પેદા કરનાર.
ગહન (સં.)—સમજી ન શકાય એવું, કઠણ, મુશ્કેલ.
અતિશયોક્તિ (સં.) {અતિશય = ઘણુંજ + ઉક્તિ. (વચ્=બોલવું + તિ = પણું. )=વાણી} જોઇએ તેના કરતાં વધારે કહેવું.

### શિવ અને તેની પત્નીનાં સ્વરૂપ.

સૂચક (સં.)—(સૂચ્ + અક) = સૂચવનાર, દેખાડ બતાવનાર
અવસ્થાંતર (સં.)–(અવસ્થા + અંતર) = અવસ્થાનું બદલવું, હાલતનો ફેરફાર.
દેવકોટિ–(સં.)—સર્વ દેવતા. (દેવ + કોટિ = સમુહ, જથો.) દેવગણ.
દારૂણ (સં.) (દૃ= બીવું + ઉન = )-ભયંકર, ભયાનક, બીહામણું, ત્રાસજનક, ત્રાસદાયક.
ભીમ (સં.)—(ભી = બીહીવું + મ)=બીવડાવનારો દેવતા.
પુનરૂત્પત્તિ (સં.) —( પુનઃ+ ઉત્ + પત્ + તિ ) ફરીથી પેદા થવું.
પ્રજોત્પાદક (સં.)—(પ્રજા +ઉત્પાદક=પેદા કરનાર) = પ્રજા પેદા કરનાર.
દંડ (સં.) લાકડી.
મનોહરી (સં.)—(મન + હૃ + ઈ ) = મનને હરીલે એવી.

### શિવપુજાનાં બે રૂપ.

ઈશ્વરત્વ (સં.) (ઇશ્વર + ત્વ) = ઇશ્વરપણું.

આરાધના (સં.)—(આ + રાધ્ = ખુશ કરવું + અન + આ) = સ્તુતિ, પૂજા.
આવેશ (સં.)—(આ + વિશ્=પેશવું + અ)= વિચાર અથવા જોશમાં ચિત્તનું જે રોકાઈ જવું તે; જોસ્સામાં આવેલી હાલત-જોશ.
સ્ટેશન (ઇં.)—ઠેકાણું, સ્થળ, અહીં આગગાડીમાં ચડવા ઉતરવા માટે જે ઠેકાણું કરેલ હોયછે તે.
નિયમિત (સં.) ( નિયમ + ઈત = વાળું) = નિયમવાળું.
ગુઢાર્થ (સં.) – (ગુઢ + અર્થ) = ગુપ્ત અર્થ.

**તેર શૈવ પંથ.**

સ્માર્ત (સં.) (એમાં સ્મૃ ધા૦) સ્મૃતિ પ્રમાણે ચાલનાર.
દંડી સન્યાસી (સં.)—દંડ ઝાલનાર સન્યાસી.
ત્રિમૂર્તિ (સં.) (ત્રિ = ત્રણ + મુર્તિ) = ત્રણ મૂર્તિ-બ્રહ્મા, વિષ્ણુ ને મહેશ. એ ત્રણ હિંદુના દેવતા.
દીક્ષા (સં.)—ધર્મ સબંધી ઉપદેશ આપી કોઈ પંથમાં દાખલ કરવાની ક્રિયા.
રક્ત (સં.)—(રંજ્ = રંગવું + ત = ભૂ૦ કૃ૦ પ્ર૦)=રંગાએલું લાલ રંગનું લોહી.
યોગી (સં.)—(યુજ્=જોડવું + ઇ = વાળો) = બ્રહ્મની સાથે જોડાઇ જવા વાળો.
સમાધિ (સં.)—(સમ્ + આ + ધિ-) = એકાગ્ર ચિત્તે ઊંડું ધ્યાન ધરવું તે. યોગનું આઠમું અંગ; પ્રાણવાયુને ચડાવી બ્રહ્માંડમાં સ્થિર રાખવો તે. (એમ કહેવાય છે કે સમાધિથી, માથાં, તાળવાં, સિવાય બધું શરીર મુડદા જેવું થાયછે; માત્ર તે હાલેછે.)
અનૈહિક (અન=નહિ +ઐહિક= આ લોકનું)= આ લોકનું નહી તે, આ લોક સબંધી નહીં તે.

યોગાભ્યાસ (સં.) {યોગ (યુજ્ + અ) =બ્રહ્મની સાથે જો-ડાઈ જવાની વિદ્યા, બ્રહ્મ દશાએ પહોંચવું+ અભ્યાસ ( અભિ = પાસે + આસ્ = બેસવું + અ = ક્રિ૦ વા૦ પ્ર૦)= કોઈ વસ્તુની પાસે મંડીને બેસવું. વારેવારે તેજ કામ કરવું તે, મનન, ચિંતન } =યોગ સાધના કરવી તે. સમાધિથી પ્રાણનું પરમાત્મા સાથે જે ઐક્ય કરવું તેનો અભ્યાસ.

અઘોરી (સં.)—અઘોર પંથ ( મસાણમાં રેહેવું, મુડદાંનું અથવા જીવતા માણસનું માંસ ખાવું; મૂતર પીવું, નરક ખાવું વિગેરે હીણા આચાર પાળનાર કેટલાક ગોસાંઈનો કહેવાતો ધર્મ-પંથ ) પાળનાર.

સૌંદર્ય (સં.)—(સુંદર+ય)=સુંદરતા, સુંદરપણું, રૂપ, ખૂબસુરતી.

માનુષ્ય (સં )—(મનુષ્+ય )= માણસ જેવા ગુણનું, મનુષ્ય, ધર્મિ, માણસ જાતને લગતું.

પરબ્રહ્મ (સં.)—(પર= મોટો +બ્રહ્મ)=મોટોબ્રહ્મ, પરમેશ્વર.

આત્મઘાત (સં.)—(આત્મ+હન્ + ત)=પોતાને હાથે પોતાનો જીવ કહાડવો તે; આત્મહત્યા, આપઘાત.

પરમાત્મા (સં.)—(પરમ + આત્મા) = પરમેશ્વર.

ગ્રંથકર્તા (સં.)—(ગ્રંથ્+અ+કૃ +તા.)=પુસ્તક બનાવનાર. પુસ્તક-ચોપડી કરતા.

અદ્વિતીય (સં.)—(અ+દ્વિતીય)= જેના સરખું બીજું કોઈ નથી તેવું; અનૂપ, અતુલ્ય.

અનાદ્યંત (સં.)—(અન+આદિ+અંત)=આરંભ અનેઅંત જેને નથી તે.

અનુકૂલ (સં.)—(અનુ +કૂલ્+ અ)=માફક આવે એવું.

**વૈષ્ણવ ઉપદેશકો-રામાનુજ.**

આચાર્ય (સં.)—(આ + ચર્+ય)= મર્યાદામાં ચલાવનાર,

ધર્મ-શાસ્ત્ર-મત ચલાવનારો, મંત્ર ઉપદેશ આપનાર.

સમ્પ્રદાય(સં.)-(સમ્+પ્ર+દા+ય)=સારી રીતે કંઈપણ આપવું તે. કોઈપણ આચાર્યે આપેલો પંથ, માર્ગ, મત,ફિરકો.

સર્વમય (સં.)—(સર્વ+ મય)=બધાં વાળું, સર્વ વ્યાપક, બધામાં છે એવું.

અંતર્યામી ( અંતર્ = માંહે + યમ્ = અટકાવવું + ઈ= વાળો) = માંહેથી અટકાવવાવાળો. આ ખરૂંછે કે ખોટું છે તે માંહેથી આપણને હમેશાં કહેછે તે. સાક્ષીભૂત પરમાત્મા, પરમેશ્વર, અંતરની વાત જાણવાવાળો.

રમઝાન (આ.)—મુસલમાની ૯ મો મહિનો.

## ચૈતન્ય. ઈ० સ० ૧૪૮૫ થી ૧૫૨૭.

કૌતુક (સં.)—અદ્ભૂત બનાવ, ઈશ્વરી ચમત્કાર.

અભિપ્રાય(સં.)—(અભિ+પ્ર+અય્+અ)= કોઇ કામ કરવા સંબંધી મનની જે ધારણા. મનોર્થ, હેતુ, આશય, મત.

નિઃસંશય (સં.)—(નિસ્=નહિ + સંશય ) = સંશય—શંકા—વહેમ વગરનું.

અસ્તિત્વ (સં.)—(અસ્ = હોવું + તિ + ત્વ) = હોવાપણું છે એવી જે હાલત તે. હયાતી.

દોષ (સં.)—( દુષ્ = ભૂલ કરવી + અ) = મનની નબળાઈથી નીપજતા—ગુનાહ, ચૂક, ભૂલ.

## ચૈતન્ય પંથ.

બ્રહ્મચારી (સં.)—(બ્રહ્મચર્ય + ઇ) = બ્રહ્મચર્ય વૃત્ત પાળનારો. કુંવારો રહી વેદાધ્યયનમાં કાળ કાઢનારો.

કૌટુંબિક (સં.)—(કુટંબ + ઈક=વાળું) = કુટુંબનું.

ઉપપંથ (સં.)—(ઉપ+પંથ)= ઉતરતા દરજ્જાનો—પેટાનો—પંથ-ધર્મ-માર્ગ.

આત્મજ્ઞાન (સં.)–(આત્મ + જ્ઞાન) = આત્માના સ્વરૂપ સબંધી જે જ્ઞાન તે.
સ્તવન-(સં.)—(સ્તુ=વખાણ કરવા+અન) = વખાણ કરવા, સ્તોત્ર, સ્તવ.
બૂજ (ફા.) કદર, ગુણજ્ઞપણું, ગુણજ્ઞતા.

**વલ્લભસ્વામી. આશરે ઇ૦ સ૦ ૧૫૨૦.**

ઉદ્ધાર (સં.)—(ઉત્ + કૃ + અ.)= બહાર કહાડવું; સંસાર સમુદ્રમાંથી બહાર કાઢવું, મોક્ષ, મુક્તિ, છૂટકારો.
કાયાકષ્ટ (સં.) = શરીરે દુઃખ સહન કરવું, દેહદમન.
ગોપ (સં.) = ગોવાળીઆ.
ગુહ્ય (સં.)—(ગુહ્ = સંતાડવું + ય) =સંતાડેલું, છાનું ,ગુપ્ત, ગૂઢ, મર્મમાં રહેલું.
શ્રદ્ધા (સં.)—વિશ્વાસ, ભરોસા, ઇતબાર, અકીન.

**કૃષ્ણની ભક્તિ.**

ક્રીડા ( સં. )—( ક્રીડ્ = રમવું + આ = ના૦ જા૦ પ્ર૦ ) રમત, ગમત.
કુંજ (સં.) = ઝાડોની ઘટા, બગીચો, ઉપવન.
વિહારી (સં.)–(વિ = વિશેષે કરીને + હૃ=લઇ લેવું+અ+ ઈ) = રમવાવાળો. મજા કરવાવાળો. (અપ-બિહારી.)
શૃંગાર (સં.) = શણગાર, ઘરેણાં. (શૃ = જવું ધા૦)

**હિંદુઓનું ધર્મ બંધન.**

એકેશ્વરી (સં.)–(એક + ઈશ્વર + ઈ) = એક ઇશ્વરવાળું, એક ઈશ્વરને માનવાવાળો.
ઇષ્ટદેવતા (સં.)— {ઇષ્ = ઇચ્છવું + ત = ભૂ૦ કૃ૦ પ્ર૦)= ઇચ્છેલું, વહાલું, પ્રિય + દેવતા} =ઇચ્છેલો દેવતા.
તત્વ વિવેકાર્થ (સં.)—(તત્વવિવેક = ફિલસુફીનું, તત્વજ્ઞાન

સબંધી + અર્થ = આશય, અભિપ્રાય) = ફિલસુફીનો અર્થ. તત્વના જ્ઞાનનો યથાર્થ તાત્પર્ય.



## प्रकरण ९ मुं.

જુવાળ.—ભરતી, વેળ, દરિઆના પાણીનું ચડવું. (ચડેલું પાણી ઉતરે તેને ઓટ કહેછે)

**પ્રથમ થએલા મુસલમાન રાજવંશો.**

કાળાનુક્રમ (સં.)—(કાળ + અનુક્રમ) = વખતનો અનુક્રમ.

નૌકાસેના (સં.)—(નૌકા = વહાણ + સેના=લશ્કર-) =વહાણનું લશ્કર.

ચકિત (સં.) દિંગ, અજાયબ, આશ્ચર્યવાળું, નવાઇ પામેલું.

**મુસલમાનો જીતવા આવ્યા તે સમયનો ભરતખંડ.**

નવચંદ્ર પતાકા(સં.)—બીજનાચંદ્રજેવીઆકૃતિવાળોવાવટો.

પટાવત—બંડિઆ, અમુક એક ઉપરીને તાબે રહી ખંડણી ભરનારા.

રણશૂર (સં.)—(રણ=લડાઈ, શૂર=શૂરા)=લડાઈમાં શૂરવીર.

**હિંદુ લોકની પ્રતિરોધ કરવાની શક્તિ.**

પ્રતિરોધ (સં.)—(પ્રતિ = સામે + રૂધ્=રોકવું + અ = ક્રિ૦ વા૦ પ્ર૦) = અટકાવ, સામે થવું તે, નડતર, પ્રતિબંધ.

પુનર્જીવન (સં.)—(પુનઃ + જીવ્ + અન) = ફરીથી જીવવું. ફરીથી પોતાના ઠેકાણાસર—ઉલટપર આવવું તે, જડ સ્થિતિમાંથી સારી સ્થિતિમાં લાવવું તે.

રાજનીતિજ્ઞ (સં.)—( રાજ + નીતિ + જ્ઞા = જાણવું + અ = ક્રિ૦ વા૦ પ્ર૦) = રાજ ચલાવવાની રીત જાણનાર, રાજ્યનીતિમાં કુશળ.

સુદૃઢ (સં.)—(સુ = સારી રીતે + દૃઢ = મજબૂત.) =સારી રીતે મજબૂત.

આધિપત્ય (સં.)—(અધિપતિ+ય=પણું)=અધિપતિપણું. ઉપરીપણું, ધણીપણું, મુખ્યપણું, મોટાઈ.

ઉત્તરાધિકારી(સં.)- (ઉત્તર=પાછળ+અધિકાર+ઈ=વાળો.) =પાછળ થનારો અધિકારી, પછીથી ગાદીએ બેસનાર.

**મુસલમાની જીત માત્ર અપૂર્ણ અને અસ્થાયી હતી.**

અસ્થાયી (સં.)—(અ = નહિ+સ્થાયી = કાયમ રહેનાર) = કાયમ રહે નહિ એવું.

પ્રચાર (સં.)—(પ્ર=વધારે+ચર્ = જવું+અ)=વધારે ફેલાવું.

ગમન (સં.)—(ગમ્=જવું+અન=ક્રિ૦ વા૦ પ્ર૦)=જવું.

જમાનો = (ફા.) = વખત.

રાજકૌશલ્યતા (સં.)—(રાજ +કૌશલ્ય = કુશળપણું, હુંશિઆરી+તા = પણું = રાજ ચલાવવાની હુશિઆરી.

**પહેલી તુર્કી સ્વારીઓ.**

દહીમ—પા રુપિઓ.

મ્લેચ્છ—યવન, મુસલમાન, પરધર્મી.

**મહમુદ ગજનવી.**

દેહેશત (આ.) ભય, બીક.

પરાભવ (સં.)--( પરા = ઉલટું + ભૂ = હોવું + અ = ક્રિ૦ વા૦ પ્ર૦)= ઉલટું હોવું. જીતથી ઉલટું, હાર.

**સોમનાથનું બેદાનમેદાન.**

બળવત્તર (સં.)—(બળવત્ = જોરવાળું+તર = વધારે બ૦ પ્ર૦)= વધારે બળવાન (સંસ્કૃતમાં એકથી વધારે બીજું છે એમ બતાવવા વિશેષણને તર અને સૌથી વધારે બતાવવાને તમ પ્રત્યય લાગે છે.)

આધુનિક (સં.)—જુઓ અર્વાચીન. પૃ. ૧૯

નિષ્ઠા (સં )—જુઓ આત્મનિષ્ઠા પૃ. ૨૩

પ્રહાર (સં.)—(પ્ર + હૃ + અ) = ફટકો, ઘા.
નિર્લોભી ( સં. )—(નિઃ = નહિ + લુભ્ = લોભ કરવો + ઇ = વાળો) = લોભવાળું નહિ તે. લોભ વગરનું.

## મહમુદ વિષે વાતો.

કાફલો (આ.) = મુસાફરોનું ટોળું, વણજારા પોઠ.
ઉપહાસક (સં.)—ઉપ + હાસ્ + અક) = મશ્કરી કરાવનાર, ખોડખાંપણ ઉઘાડી પાડનાર.
કૃપાદાન (સં.)—(કૃપા + દાન ) = મેહેરબાની કરી આપેલું તે, સખાવત, બક્ષીશ, ઇનાયત, નવાજિશ, ઇનામ.
દૂત (સં.)—ચાકર, પેગામ લઇ જનાર, હલકારો.
કબરસ્તાન(આ.)—(કબર = ઘોર+સ્તાન=ઠેકાણું.)=મુસલમાનોનાં મડદાં જ્યાં દાટતા હોય તે ઠેકાણું, ઘોરવાડો.

## ઘોરવંશ.

કટ્ટી—હડહડતી, ખૂબ જોસભરી.
મશહૂર (અ.) પ્રખ્યાત, નામીચું, વિખ્યાત, વધારે જાણીતું.
ઓઘ (સં. )—પાણીનો વહેળો, રેલો, જથ્થો.

## મહમુદ ઘોરીને સામે હિંદુ પ્રતિરોધ.

કલહ (સં.)—કજીઆ, કુસંપ, કલેશ, કંકાશ.
સ્પર્ધા (સં.)—હરીફાઈ, બરોબરી,. સરસાસરસી.
મહોત્સવ (સં.)—(મહા + ઉત્સવ) = મોટો ઓચ્છવ.
તત્પર (સં.)—તૈયાર.
મંડળીક (સં.) જુઓ પટાવત પૃ. ૫૬
દરવાન (ફા.)—ચોકીદાર, પહેરેગીર.
પલાયન (સં.)—નાશવું, જતા રેહેવું.
અપમાન (સં. )—( અપ + માન) = માન નહિ તે. અપ્રતિષ્ઠા, બેઆબરૂ, અનાદર.

### રજપૂતોની વ્યવસ્થા.

**પુસ્તો**—નદીમાં અથવા બારામાં મોજાનું જોર ભાંગી નાખવા બાંધેલી દીવાલ અથવા પથ્થરનો ગડકો, બાંધો.

**સામત** (સં.) સરદાર, યોદ્ધા.

**સ્વદેશાભિમાન** (સં.)—(સ્વ + દેશ + અભિમાન)= પોતાના દેશનું અભિમાન, પોતાના દેશ ઉપર પ્રીતિ રાખી તેને સારી હાલતમાં જોવાનો મનનો જોસ્સો; પોતાના દેશની મમતા, દેશજનતા.

### કુતબુદ્દીન.

ફુવાઈ (આ.)—આણ, હુકમ.

નકશીદાર ( આ. )—( નકશી = કોતરકામ + દાર) = કોતર કામવાળું.

કુરાન (આ.) = મુસલમાની ધર્મનું મૂળ પુસ્તક.

શંકુઆકાર—ગાજર જેવા આકારનું.

દુનિઆદારી (આ.) સંસારી જીંદગી.

પ્રારંભ (સં.)—(પ્ર + આરંભ)= શરૂઆત.

### રજીઆબેગમ.

બારીક (ફા.)—મામલાનો, અણીનો, અડાઅડીનો.

### મુગલોની ચડાઈ અને રજપૂતોનાં બંડ.

સ્ફુરતા (સં) = ચેતના.

### બલબન.

અનર્થ (સં.)—(અન + અર્થ) = ખરાબ પરિણામ.

દુર્ઘટ (સં.)—દુઃ + ઘટ) = સખ્ત, વિકટ, મુશ્કેલ.

### તેની દક્ષિણ હિંદમાં જીત.

સ્વસ્થ (સં.)—ઠેકાણે પડેલું, સ્થિરતાવાળું.

### હિંદમાં મુસલમાની રાજ્યનો વિસ્તાર.

કારસ્તાન—છળભેદ, કપટ, પ્રપંચ, ખરાબ યુક્તિ.

કબીલો (આ.) કુટુંબ.

અમિતાહાર—(સં.) {અ + મિત (મા = માપવું + ઇત = વાળું) = માપેલું + આહાર = ખોરાક} = માપેલો ખોરાક નહિ, તંદુરસ્તિના નિયમ પ્રમાણે ખાવું નહિ તે, બદપરહેજી.

### ધર્મભ્રષ્ટ હિંદુ પાદશાહ.

મુરબ્બી (આ.) = પાળનાર, પાળક, આશ્રય આપનાર જે મોટો પુરૂષ તે.

દુર્વ્યસની (સં.)—(દુઃ + વ્યસન + ઈ) = ખરાબ ટેવવાળો.

કુલકુલા (આ.)—સઘળું કરનાર, જેને સઘળો અખત્યાર હોય તે; મુખ્ય કારભારી.

ઉપદેશસ્થાન—(સં.) {ઉપદેશ (ઉપ + દિશ્ = બતાવવું + અ) = બોધ + સ્થાન = (સ્થા = ઉભા રહેવું + ન) = ઠેકાણું} = બોધ કરવાનું ઠેકાણું.

માનભંગ (સં. )—માન + ભંગ ( ભંજ્ = ભાંગવું ધા૦ ) = માન ભાંગવું, અપમાન, અનાદર.

### મહમ્મદ તુઘલક.

પ્રવીણ (સં.)—હોંશીઆર, ચતુર.

યોજના (સં.) (એમાં યુજ્ = જોડવું ધા૦) = ગોઠવણ.

દેશાંતર (સં.)—(દેશ + અંતર) = બીજે દેશ, પરદેશ, દેશાવર.

### પ્રાંતોનાં બંડ.

દુરાગ્રહી (દુઃ= ખરાબ + આગ્રહ + ઇ) = મનમાં જે આવ્યું તે કરવુંજ કરવું, એવી જે મનની વૃત્તિ તે, ખરાબ, -આગ્રહ વાળો.

ગવર્નર (ઈં. )—હાકેમ, સૂબો, ( મુંબઈ તથા મદ્રાસ ઈલાકાના જે મુખ્ય હાકેમ છે તે.)

ફિસાદ (આ.) બંડ, બખેડો. ટંટો.

રાજદ્રોહી (સં)—(રાજ + દ્રોહ + ઈ.) = રાજનું ખરાબ-અશ્રેય-અનિષ્ટ ઇચ્છનારા.

**મહમદ તઘલખનો કર વેરા લેવામાં જુલમ.**

મૃગયા (સં.)—શિકાર.

**ફિરૂજશાહ તઘલખ.**

સાર્વજનિક (સં. )—સર્વ + જન + ઇક) = બધા માણસનું, બધા માણસને ઉપયોગી. સર્વ લોકોપયોગી, જાહેર, સૌના વાપરવામાં આવતું.

મુસાફરખાનું (આ.)—(મુસાફર + ખાનું) = મુસાફરોને રહેવાની જગ્યા. ધર્મશાળા, સરાહ.

મેદ્રેસા (ફા.)—પાઠશાળા, ઊંચી કેળવણી આપનારીશાળા, કોલેજ.

**તિમૂરનિ સ્વારી.**

આભાર પૂર્વક (સં.)—(આભાર = ઉપકાર + પૂર્વક) = ઉપકારના સાથે.

**દક્ષિણનાં હિંદુ રાજ્યો.**

અભંગ (સં. )—( અ + ભંજ્ = ભાગવું. + અ) = ભાગલ નહીં તે, અખંડ, ચાલુ.

રાજ્ય ભક્તિભાવ (સં.)—( રાજ્ય + ભક્તિ + ભાવ) = રાજ્યને માન આપવાની ઇચ્છા, રાજા અથવા તેના કુળનાં માણસો ઉપર પ્રજાની જે ભક્તિ તે.

રાજ્યાસન (સં.)—(રાજ્ય + આસન = ગાદી) = રાજ્ય ગાદી, તખ્ત.

**વિજયનગરનું રાજ્ય.**

સપ્રમાણ (સં.)—(સ = સાથે + પ્રમાણ ) = પ્રમાણ સાથે, પ્રમાણ સહિત, માનવા લાયક.

**વિજયનગરના હિંદુ રાજ્યનું પતન.**

પ્રભુત્વ (સં.)—(પ્રભુ + ત્વ = પણું ) = ધણીપણું = ઉપરીપણું, મોટાઈ.

અસ્વસ્થ (સં.)—(અ + સ્વસ્થ) = ખલેલ પહોંચેલું, બે-
ચેની ભરેલું, અસ્થિર.

# પ્રકરણ ૧૦ મું

જંગ (ફા.)—જુઓ. યુદ્ધ, પૃ૦ ૧૮
રાજપ્રતિનિધિ (સં.)—(રાજ + પ્રતિનિધિ) = કોઈની વતી
રાજ્ય ચલાવનાર.

### મહાન અકબર.

પેન્શન (ઇં.)—બેઠો પગાર આપવો તે.
હજ (આ.)—મુસલમાનની જાત્રા (મક્કે જવું.)

### અકબરનાં કૃત્યો.

સ્નેહભાવ (સં) મૈત્રીભાવ, મિત્રાઈ, પ્રીતિ ભરેલું વલણ.
પુષ્ટિ (સં.)—(પુષ્ = પોષણ કરવું + તિ = પણું) = જોર,
ટેકો. મદદ, સહાય.

### હિંદનાં મન મેળવ્યાં.

જમાબંધી—(જમા (આ.) + બંદી (ફા.)—વસુલ, વસુલાત.
મોજણી (મ.)—જમીનની માપણી, જરીફ, જરીબ.
જજીઆવેરો (આ.)—કોટનું જુવાનીમાં નીકળતું હાડકું.
જેને નીકળ્યું હોય ને તે મુસલમાન ન હોય તો તેના
પાસેથી લેવાતો કર.
પદ્વી (સં.) હોદ્દો, અધિકાર, દરજ્જો.

### મુસલમાની સંસ્થાનોને તાબે કર્યા.

કાર્યસાધક (સં.) (કાર્ય = કામ + સાધ્ = મેળવવું + અક)
= કામ સાધનાર. જેથી કામ પાર પડે એવું; ઉપ-
યોગી, કામનું.
સનદ (આ.)—પટ્ટો.
કોશિશ (ફા.) તજવીજ, પ્રયત્ન.

ઐક્ય (સં) એકતા, એકપણું.

અશાશ્વત (સં.)—(અ + શાશ્વત)-હમેશનું નહિ તે; ક્ષણિક, થોડી મુદતનું, અનિત્ય, અનિશ્ચિત, ક્યારે ને શું થશે તે કહી ન શકાય એવી હાલત તે.

### અકબરનું મરણ.

બદચાલ—(ફા.) (બદ = ખરાબ + ચાલ) = ખરાબ વર્તણુક.

ખેદકારક (સં) પસ્તાવો થાય એવું.

શિલા (સં) = પથ્થર.

લાશ (ફા.)—મુડદુ.

### અકબરનો નવો ધર્મ.

વિશ્રાંતિ (સં.)—(વિ + શ્રમ્ = શ્રમ લેવો + તિ = પણું)= વિસામો, આરામ, ફુરસદ.

અગ્નિપૂજક (સં.)—(અગ્નિ + પૂજ્ + અક) = અગ્નિને પૂજનાર.

નાસ્તિક—(ન + અસ્ = હોવું + તિ = પણું + ક = વાળું) = પરમેશ્વર છે નહિ એવું માનવાવાળો.

નિષ્પક્ષપાતપણું (સં )—(નિઃ = નહિ + પક્ષપાત + પણું) = કોઇની તરફદારી ન કરવી તે.

જન્મચરિત્ર (સં.)— {જન્મ (જન્ = જન્મવું + મ) + ચરિત્ર—(ચર્ + ઇત્ર)} = કોઇની જીંદગીના બનેલા બનાવનું ખરૂં વર્ણન, જીવનચરિત્ર, આખ્યાન.

સ્વેચ્છિક (સં.)—(સ્વ + ઇચ્છા + ઇક) = પોતાની મરજી પ્રમાણે કરી શકે એવું.

સૃષ્ટિપ્રાપ્ય ઇશ્વરજ્ઞાન (સં.)—(સૃષ્ટિ+પ્રાપ્ય = મળેલું + ઇશ્વર + જ્ઞાન ) = કુદરત-સૃષ્ટિ ઉપરથી મળતું ઇશ્વર સંબંધી જ્ઞાન.

પ્રમુખ (સં)—( પ્ર = આગળ + મુખ = મોહોડું.) = મોઢા

આગળ-મોખરે બેસનાર સભાનો મુખી, અધ્યક્ષ, સરનશીન, પ્રેસીડેન્ટ.
સંશય (સં.) શક, વ્હેમ.
નમન (સં.)—(નમ્ = નમવું + અન) = નમવું, નમસ્કાર.

અકબરની રાજ્ય રચના.

વતનદારી (આ.)—(વતન = જાગીર, વંશ પરમપરા ભોગવટામાં આવ્યા કરે તે + દારી) = જાગીરદારી.
માજિસ્ત્રેટ (ઇં.)—ફોજદારી કામનો ન્યાય કરનાર અમલદાર.

અકબરના પ્રધાનો.

અસરકારક (સં.)—(અસર + કારક) = અસર કરે એવું.
મનોરંજક (સં.)—(મનઃ+રંજ્ = ખુશ કરવું + અક) = મનને ખુશી કરનાર.

જહાંગીર પાદશાહ.

સાહ્યકારક (સં.)—(સહાય = મદદ + કારક = કરનાર) = મદદ કરનાર.

બેગમ નૂરજહાન.

સત્તાધારી (સં.)—(સત્તા + ધૃ = ધારણ કરવું + ઈ = વાળો) = સત્તા ધારણ કરનાર, કર્તા હર્તા, સત્તાવાળા, જેનું ચલણ બહુ હોય તે.
તરૂણી (સં.) = જુવાન સ્ત્રી.
રાજમંદિર (સં.)—રાજમહેલ.

જહાંગીરનાં લક્ષણ.

નીશો (આ.) = કેફ.
મનોવિકાર (સં.)—(મન : + વિકાર) = મનમાં થતો ફેરફાર.
જીઆફત (આ.)—ઉજાણી.
પરવાનગી (ફા.) રજા, આજ્ઞા.

શાહજહાન પાદશાહ.

ઢંઢેરો = જાહેરનામું.

દરમાયો (ફા.)—દર મહિનાનો પગાર, માસિક પગાર.
નિર્દોષ (સં.)—(નિઃ = નહિ + દોષ (દુષ્ = ભૂલ કરવી ધા૦ છે) = દોષ વગરનું, નિષ્પાપ.

## શાહજહાનની ઈમારતો.

અનુપમ (સં.)—(અન + ઉપમ) = ઉપમા આપી ન શકાય એવું.
રોનકદાર (ફા.)—ભપકાદાર.
મેહેરાબદાર—(આ.)-ઘૂમટવાળું, ગોળના વાંકના આકારનું જે ચણતર તે.
દીવાનખાનું (ફા.)—ઘરનો સુંદર મોટો બેઠક કે કચેરીનો ખંડ.
ગોથિક—ગોથ લોકોનું-ઊંચા અને નોકદાર મહેરોબની એક જાતની બાંધણીનું.
શિલ્પકળા (સં.)—ઇમારતો બાંધવાનો હુન્નર-કળા.
કિમ્વા (સં.)—અથવા, અગર, નહિંતો.
નાજુક (ફા.) = કોમળ.

## શાહજહાનના રાજની પેદાશ.

ક્ષય (સં.)—(ક્ષય્ = નાશ પામવું + અ) = નાશ.
વિસ્મય (સં.)—નવાઈ, આશ્ચર્ય.
મયૂરાસન (સં.)—(મયૂર = મોર + આસન) = મોરના આકારનું આસન; તખ્તેતાઉસ.
માણેક (સં.)—મૂ. શ માણિક્ય) = ઘેરા લાલરંગનું રત્ન.
નીલમ (ફા.)—આસમાની રંગનું રત્ન.
પાનું—લીલારંગનું રત્ન.
તેજોમય (સં.)—(તેજ + મય - વાળું.) = તેજવાળું, તેજસ્વી.

## શાહજાદા ઔરંગજેબનો બળવો.

પ્રેમાળ (સં)—પ્રેમ + આળ = વાળું) = પ્રીતિવાળું.

## ઔરંગજેબના અમલનો વરસવાર સાર.

નજરકેદ (આ.)—બેડી વગેરેનું બંધન નહિ પણ મુકરર ક-

રાયલી જગ્યાએથી ખસાએ નહીં એ રીતે કેદ.

**ઓરંગજેબ પોતાના ભાઇઓની હત્યા કરેછે.**

ઉન્મત્ત (સં.)—ઉન્મત્ત.

શિરચ્છેદ (સં.)—શિર = માથું + છિદ્ = કાપવું + અ) = માથું કાપવું, મારીનાખવું.

ધર્માનુંસાર(સં.)—(ધર્મ + અનુસાર = પ્રમાણે.) = ધર્મપ્રમાણે.

અશક્ત (સં.)—(અ + શક્ત) = નિર્બળ, નબળું, રોગી.

**દક્ષિણ હિંદમાં ઓરંગજેબની લડત.**

મારફતે. (આ.) દ્વારે, યોગ્યે કરીને.

વૃદ્ધિ (સં.)—(વૃધ્ = વધવું + તિ = પણું.) = વધારે.

**દક્ષિણ હિંદ ધીમે ધીમે જીતાયું.**

પરાકાષ્ટા (સં.)—(પરા = મોટી, છેલ્લી + કાષ્ટા = સિમા) = કોઇક વાતની છેલ્લી મર્યાદા; હદ, (જેની પેલી પાસ વધાયજ નહીં.)

રાજ્યાભિષેક.(સં.)—(રાજ્ય + અભિષેક (અભિ + સિચ્ = છાંટવું + અ.)=રાજગાદીએ બેસાડવાની ક્રિયા.

રણક્ષેત્ર (સં.)—(રણ + ક્ષેત્ર)—લડાઇની જગ્યા.

**ઓરંગજેબ ઘેરાઈ ગયો.**

લોપ (સં.)—(લુપ્ = નાશ કરવો + અ) = દેખાતા બંધપડવું.

**ઔરંગજેબનું મૃત્યુ.**

વષ્ટિ = (સં.) = સલાહનું કહેણ.

અત્યાનંદ (સં.) (અતિ + આનંદ) = ઘણોજ હર્ષ.

અવદશા (સં.)—(અવ = ખરાબ + દશા) = ખરાબ હાલત. માઠી વલે.

મિશ્રિત (સં.) = મળેલું.

નાવ (સં.) વહાણ, નૌકા.

### મીરજુમ્લાની આસામ ઉપર સ્વારી.

પત—કબૂલ, માન્ય, સ્વીકાર, અંગીકાર.

### ઔરંગઝેબનાં લક્ષણ.

સુરસ (સં.)—(સુ + રસ)-રસીલું, સારા રસવાળું, રસિક, અલંકારિક, પ્રૌઢ.

### દક્ષિણ અને અયોધ્યાની સ્વતંત્રતા.

સોદાગર (ફા.) વેપારી, સાહુકાર.

### હિંદુઓનાં બંડો.

ચેષ્ટાળી—મશ્કરી, ઠઠ્ઠા, મજાક, ચાળા પાડવા, હાંસી, ઠેકડી, ટોળ.

ઉચ્છેદ (સં.)—(ઉત્ = છિદ્ + અ) = નાશ, નાબુદ કરવું.

### મધ્ય એશિઆમાંથી આવેલી સ્વારીઓ.

નિર્ગત(સં.)—(નિઃ = નહિ + ગત) = ગતિવગરનું, છેક લોથ પોથ થએલું, છેક શક્તિ અટકી પડેલું, ઢગલો થઈ પડેલું.

અંગછેદન (સં.)—(અંગ + છિદ્ = કાપવું + અન = ક્રિ. વા. પ્ર.) = શરીરના અવયવ કાપવા.

### પ્રાંતોની ખરાબી.

ફર્સબંદી. ફર્સ (આ.) બંદી(ફા.)—ચિરેબંદી; જમીન ઉપર પથ્થર, ઈંટનું જે ચણતર તે, પથ્થર બેસાડેલા એવી જે જમીન તે.

### પાદશાહતનું પતન.

અંધાધુંદી (હિં.)—અંધેર રાજ, અવ્યવસ્થા, ગેરબંદોબસ્ત.

ભંગારો—ભાંગ્યાંતૂટ્યાં વાસણની કૂટ (અહીં બાદશાહીની).

રાજ સમુદાય (સં)—(રાજ + સમુદાય)-રાજાનો જથો.



# प्रकरण ११ मुं.

## શિવાજી.

ક્ષણ (સં.)—પલ, નિમિષ.
સત્કાર (સં.) માન, આદરભાવ.
રાજનીતિ નિપુણ (સં.)—( રાજ + નીતિ + નિપુણ ) = રાજકારભાર ચલાવવામાં હોશિઆર રાજનીતિજ્ઞ, કુશલ, રાજ્યકારભારી.
આયુષ્ય (સં.)—(ઈ–અય્ = જવું એ ધા૦ છે)-આવરદા, ઉમર, જિંદગી, જીવતર.
ઔરસ (સં.)—પરણેલાં સ્ત્રી પુરૂષથી ઉત્પન્ન થએલું છોકરૂં, ખરો હકદાર, વારસ. ( એથી ઉ. અનૌરસ = રાખેલીના પેટનું).

## પાંચ મરાઠા રાજ્ય વંશ.

સાંપ્રત (સં.)—હમણાનું, હાલનું.
મીર—હાર, ઓળ, પંક્તિ.
વિશ્વાસઘાત (સં.) { વિશ્વાસ-(વિ + શ્વસ્ + અ.) = ભરોસો + ઘાત. ( હન્ = મારવું + ત = ભૂ૦ કૃ૦ પ્ર૦) = તોડવું } = ભરોસો તોડવો તે.

## સિંધીઆ અને હોલ્કર.

સજડ—ખરેખરી, ખૂબ, કચ્ચડઘાણ નીકળી જાય એવી.
ઘાતક (સં.)—(હન્ + ત + અક) = નાશકારક, ઘણા જીવ લે એવું, કારી.

## વડોદરાના ગાયકવાડ.

સહાયકારી (સં.) {સહાય (સહ + અય્ + અ) = મદદ + કારી. ( કૃ + ઈ ) = કરનાર } = મદદ કરનાર.

કમિશન (ઈં.)—જે શખ્સોને અમુક કામ માટે અખત્યાર આપ્યો હોય તેવા શખ્સોની મંડળી.

સભાસદ ( સં. )—સભામાં બેસનાર, સભા-મંડળીમાંનો એક જણ.

દરિદ્રાવસ્થા (સં.)-(દરિદ્ર = કંગાળ + અવસ્થા =હાલત) = કંગાળ—ગરીબ—દુઃખી—તંગદસ્ત—હાલત.

**પહેલો મરાઠી વિગ્રહ.**

તહનામું (ફા.)—સલાહના કોલકરાર, કરારનામું, એહદનામું, સલાહનામું.

**બીજો મરાઠી વિગ્રહ.**

અન્વયે (સં.)—( અનું + અય્ = જવું + અ ) = પ્રમાણે, રૂએ, મુજબ.

**છેલ્લો મરાઠી વિગ્રહ.**

દત્તપુત્ર (સં.) { ( દા, દદ્ = આપવું + ત = ભૂ૦ કૃ૦પ્ર૦ ) = આપેલું + પુત્ર } =દત્તક કરી લીધેલો, ખોળે બેસાડેલો. છોકરો.



# प्रकरण १२ मुं.

લડાયક—લડાઇ કરનાર, લડવૈયા.

ઉત્સુક (સં.)—હોંશીલું, ઊમંગી, કોડથી, આતુર.

**પ્રથમ આવેલા પોર્ટુગીજ ગવર્નરો.**

પોપ—ખ્રિસ્તી લોકનો મુખ્ય ધર્મગુરૂ.

અધીશ ( સં.)—( અધિ = ઉપર + ઈશ્ = હુકમ કરવો + અ ) = ઉપરી.

જળપર્યટન (સં.) { જળ + પર્યટન (પરિ + અટ્ = ફરવું+

અન = ક્રિ૦ વા૦ પ્ર૦)= દરિઆમાર્ગે—સમુદ્રવાટે મુ-
સાફરી કરવી તે.

નૌકાગમન (સં.)—( નૌકા = વહાણ + ગમન =જવું.) =
વહાણ મારફતે જવું.

### ભરતખંડમાં પોર્ટુગીઝનાં ઘાતકી કૃત્યો.

રાજકીય (સં.)—રાજ મામલા, રાજકારભારને લગતું.

સ્વાત્મલક્ષણ (સં.)—(સ્વ = પોતાનું + આત્મા + લક્ષણ)
= પોતાના આત્માના ગુણ.

અવશ્ય (સં.)—જરૂર, અગત્ય.

મૂર—આફ્રિકાના ઉત્તર કિનારાના રહેવાસી.

પૂજ્યભાવ (સં.)—( પૂજ્ય + ભાવ ) = માન્ય બુદ્ધિ, પૂજવા
યોગ્ય આસ્થા.

### ભરતખંડમાં પોર્તુગીઝની પડતી.

ત્વરા (સં.)—(તુર્ = ઝપટ કરવી ધા૦) = ઝડપ, ઉતાવળ.

### હિંદમાં વલંદા.

એકહથ્થુ—એક હાથે રહેલો, બીજાને બંધ કરી અમુક મા-
ણસને ચલાવવા આપેલ હોય તે.

બ્રુગ્ઝ—ઓસ્ટેન્ડ અને ઘેંટને જોડનારી ખાડી ઉપર એ શ-
હેર બેલ્જીઅમમાં છે.

પરિક્રમણ (સં.)—(પરિ = ચો તરફ + ક્રમ્ = જવું + અન
=ક્રિ૦ વા૦ પ્ર૦) =ચો તરફ જવું, ફેરો દેવો, પ્રદક્ષિણા.

જળપ્રવાસ (સં.)— {જળ = પાણી + પ્રવાસ (પ્ર + વસ્ +
અ} = દરિઆ માર્ગે મુસાફરી, દરિઆઈ સફર.

અગ્રેસર (સં.)—(અગ્ર = આગળ + સૃ જવું + અ) = આ-
ગળ જનાર, મોવડી, મોખરે રહેનાર.

કેપ ઓવ ગુડહોપ (ઈં.)—( કેપ=ભૂશિર + આવ=નું+ગુડ=
સારૂં + હોપ = આશા) = સારી આશાની ભૂશિર. (વા-

સ્કોડી ગામાને મુસાફરી કરતાં હિંદની ભાળ લાગશે, એવી આશા બંધાવાથી એ નામ પડ્યું.)

ઇસ્ટ ઇંડિયા કંપની—(ઇસ્ટ =પૂર્વ +ઇંડિઆ = હિંદુસ્તાન + કંપની = ભાગીદારોની મંડળી)= પૂર્વ હિંદમાં વેપાર કરવાને સ્થપાએલી મંડળી.

### પૂર્વ સમુદ્રોમાં વલંદાની સર્વોપરિ સત્તા.

સ્મરણીય (સં.)—(સ્મૃ = યાદ કરવું + અન + ઇય) = યાદ રાખવા જોગ.

અનરેજી (ફા.)—લોહી લોહીયાણ, ઘાતકી, ખૂની મરકી વાળી, ખૂની.

### વલંદાની અદૂરદર્શી રાજ્યરીતિ.

અદૂરદર્શી (સં.)—(અ = નહિ + દૂર + દૃશ્ = જોવું + ઇ = વાળી) = છેટે જોવા વાળી નહિ તે; ટુંકા વિચારની.

અર્થશાસ્ત્ર (સં.)=(અર્થ—દ્રવ્ય, દોલત + શાસ્ત્ર )—દેશની દોલત શી રીતે પેદા થાય, વધે તથા તે સંબંધી હાલત સારી નરશી શાથી થાય વિગેરે બાબતનું જ્ઞાન આપનારૂં શાસ્ત્ર.

સહવાસ (સં.)—(સહ = સાથે+ વસ્ = વસવું + અ)=સાથે રહેવું, સમાગમ.

### પહેલવહેલા સાહસિક ઇંગ્રેજો.

વર્જિનિઆ —ઉત્તર અમેરિકામાં બ્રિટિશોએ પહેલું વસાવેલું સંસ્થાન. કુંવારી(ઇં૦ભાષામાં વર્જિન) રાણી ઇલિઝાબેથના નામ ઉપરેથી એ નામ પડ્યું.

કૈર્ભાગી (સં.)—(દુઃ = ખરાબ+ભાગ+ઈ) = ખરાબ નશીબવાળો, કમનશીબ, મંદભાગ્ય.

ફ્રોબિશર—એ નામનો ઉપસાગર કાનદા ઇલાકામાં છે.

•અવિનાશી (સં.)— {અ + વિ + નાશ (નશ્ = નાશ પામવું + અ) + ઇ} = નાશ પામવા વાળું નહિ તે.

આરમાર (ઇં.—આરમેડા ઉપરથી)—વહાણનો કાફલો, વહાણનું લશ્કર, નૌકા-સેના-સૈન્ય.

સરનશીન (ફા.)—સભાનો ઉપરી-મુખ્ય માણસ, જુઓ પ્રમુખ. પૃ૦ ૬૩-૬૪

કમાન (ઇં.)—લશ્કરી સરદારની એક પદ્વી, પાયદળ અને ઘોડેસ્વાર લશ્કરની ટૂકડીનો ઉપરી. ૨. વહાણનો કમાન.

સર (ઇં.)—મૂળ અર્થ સાહેબ, પણ કોઈ નામની પહેલાં મૂકાય ત્યારે તે એક ખિતાબ બતાવેછે. એ અમીર વર્ગનો સૌથી ઉતરતો ખિતાબ છે.

શૌર્ય (સં.)—શૂરવીરપણું, બહાદૂરી.

**આમ્બોયનાની કતલ.**

પરિસીમા (સં.)—(પરિ + સીમા = હદ)-હદ, અવધી.

પ્રત્યારોપ (સં.)—(પ્રતિ = સામે + આરોપ = વાંક) = સામું—ઉલટું-તહોમત મૂકવું-દોષ મૂકવો-બદલામાં બદનામી મૂકવી- આળ ચઢાવવું.

**બંગાળામાં ઇંગ્રેજનાં પહેલવહેલાં થાણાં.**

શસ્ત્રવૈદ્ય (સં.)—શસ્ત્ર = હથિઆર + વૈદ્ય ( વિદ્ = જાણવું ધા૦) = વાઢ કાપનું કામ જાણનાર વૈદ્ય.

જપ્ત (આ.)—(જપ્ત= પકડવું)-સરકાર કબજે કરવું,ટાંચદેવી.

નૌકા સેનાપતિ (નૌકા + સેના + પતિ ) = વહાણના લશ્કરનો ઉપરી.

**બીજી ઈસ્ટ ઇંડિયા કંપનીઓ.**

માહિતી (આ.)—વાકેફગારી, ખબર.

— ❧ —

# प्रकरण १३ मुं.

મુખ્તેસર (ફા.)—ટૂંકું, મુખ્ય મુખ્ય, સંક્ષિપ્ત.
લાર્ડ—અમીર, ઉમરાવ.
અર્લ—બ્રિટિશ ઉમરાવનો માર્ક્વીસથી ઉતરતો અને વાઇ-કૌંટથી ચઢતો ત્રીજી પદ્વીનો એક ખિતાબ.
વાઇકૌંટ—અર્લથી ઉતરતી અને બારનથી ચઢતી અમી-રની પદ્વી.
માર્ક્વિસ—વિલાયતમાં ડ્યૂક કરતાં ઉતરતી અમીરની એક પદ્વી.

### દક્ષિણમાં ફ્રેંચ અને ઇંગ્રેજ.

સિતારો (ફા.)—નશીબ, ભાગ્ય.

### ઇંગ્રેજનો કર્ણાટકમાં ૧ લો વિગ્રહ.

એડમિરલ (ઇં.)—દરિઆઈ સેનાપતિ, અરમારનો સર-દાર, અમીર ઉલબહાર.
મેજર (ઇં.)—કપ્તાનની ઉપરનો અને લેફ્ટેનંટ કર્નલથી ઉતરતો દરજ્જો ધરાવનાર લશ્કરી અમલદાર.

### દુપ્લે.

ઈશ્વરદત્ત (સં.) {ઇશ્વર (ઇશ્ + વર) + દત્ત (દદ્ + ત) = આપેલું} = ઇશ્વરે આપેલું.
સ્વરક્ષણ (સં)—(સ્વ = પોતાનું + રક્ષ્ = બચાવવું + અન = ક્રિ૰ વા૰ પ્ર૰) = પોતાનો બચાવ કરવો.
આશ્રિત (સં.) = આશરે રહેલો.

### બંગાળાના દેશી હાકેમો:

ઉત્કર્ષપણું (સં.) (ઉત્ + કર્ષ્ + અ + પણું) = ઉમદાપણું, શ્રેષ્ટતા.
અપહરણ (સં.) (અપ = ખોટી રીતે + હૃ = લેવું + અન = ક્રિ૰ વા૰ પ્ર૰) = ખોટી રીતે લઈ લેવું, હક ન છતાં

દબાવી પડવું તે, છીનવી-લૂટી લેવું તે.

**કલકત્તાનું કારાગૃહ.**

કારાગૃહ (સં.)—બંધીખાનું, બંધીશાળા, કેદખાનું, ત્રુરંગ, જેલ (ઇં).

**મિરજાફૂર.**

પ્રતિવાર્ષિક (સં.)—(પ્રતિ = દર + વર્ષ + ઇક) = દર વરસનું-સાલનું.

મેમ્બર (ઇં.)—સભાસદ, મિજલસી.

કર્નલ (ઇં.)—પેદલ અથવા ઘોડેસ્વાર પલટનનો મુખ્ય સરદાર, (તે કપ્ટાન, મેજર, અને લેફટેનંટ કરનલથી ચડતા દરજાનો ગણાય છે.)

મનસ્વી (સં.)—મનમોજી, મનમાં આવે તેવું, સ્વેચ્છિક.

**ચોવીસ પરગણાનું દાન.**

યાવત્ચંદ્ર દિવાકરૌ (સં.) (યાવત્ = જ્યાં સુધી + ચંદ્ર + દિવાકર = સૂર્ય) = જ્યાં સુધી સૂર્ય અને ચંદ્ર રહે ત્યાં સુધી એટલે હમેશ સુધી.

**મીરકાસમનો બળવો.**

મુલકી—ગામખાતાનું, દિવાની.

કનિષ્ઠ (સં.)—નહાનું, ઉતરતા દરજાનું (ઉત્તમ, મધ્યમ, અને કનિષ્ઠ એ પાયરીમાંનું ત્રીજું.

**કલાઇવની બીજીવારની હકુમત.**

કૌન્સિલ (ઇં.)—મસલહત કરવા મળેલી સભા, મંડળી.

બારન (ઇં.)—વાઇકૌંટથી ઉતરતા દરજ્જાની અમીરની પદ્ગી. તેથી ઉતરતા દરજ્જાને બારોનેટ અને તેથી ઉતરતાને નાઇટ કહેવાય છે.

સકારણ (સં.) (સ + કારણ) = બાજબી, યોગ્ય, માફકસર, ઠીક, ૨ કારણ સહિત.

**બંગાળાની દિવાની મળી.**

દ્વિરાજસત્તા(સં.) (દ્વિ=બે + રાજ+સત્તા)=બે રાજ્યની સત્તા.

## દ્વિસત્તા પદ્ધતિનો વહીવટ.

ડરેકટર (ઈં.)—કારભાર ચલાવનાર, કંપનીનો વહીવટ કરનારા.
કલેકટર (ઈં.)—દરેક જિલ્લામાં વસુલાત ઉઘરાવનાર સરકારી અમલદાર હોયછે તે.
રેગ્યુલેટીંગ આક્ટ (ઈં.)—(રેગ્યુલેટીંગ = રાજ ચલાવવાનો + આક્ટ = કાયદો, ધારો) = રાજ્ય ચલાવવાનો કાયદો જે ૧૭૭૩ માં પસાર થયો. જેથી ગવર્નર જનરલની નિમણુક થઈ તે.

## ઇંગ્લાંડમાં હેસ્તિંગ્સ ઉપર ચાલેલો મુકરદમો.

હાઉસ ઓવ કોમન્સ (ઈં.) (હાઉસ = સભા + ઓવ = નું + કામન્સ = સાધારણ લોક)-ઇંગ્લાંડની પાર્લામેંટનો એક ભાગ જેમાં સાધારણ એટલે જેને ખીતાબ નથી એવા લોકો આવેછે તે, આમની સભા, દિવાને આમ.
હાઉસઓવ લોર્ડસ (ઈં) (હાઉસ + ઓવ + લોર્ડસ = ઉમરાવ) = ઉમરાવની સભા, દિવાને ખાસ.
યથાવિધિ (સં.)—(યથા = જેમ + વિધિ = રીત) = રીત મુજબ, ધોરણ મુજબ, રીતસર.

## હેસ્તિંગ્સનું નબળું બહાનું.

તીવ્રબુદ્ધિ (સં.)—(તીવ્ર = તીખું + બુદ્ધિ) = તીખી બુદ્ધિ, હરેક કામમાં જલદી સમજણ પડે એવી મતિ.

## લાર્ડ કાર્નવાલીસ.

સિવિલસર્વંટ (ઈં.) = મુલ્કી પરીક્ષા ઇંગ્લાંડમાં થાયછે તેમાં પાસ થએલો માણસ.
સુપ્રીમકોર્ટ (ઈં.)—(સુપ્રીમ = સહુથી શ્રેષ્ઠ, સદર, વરિષ્ટ, મોટી + કોર્ટ = અદાલત) = સદર અદાલત.

## બંગાળાની વસુલાતની જમાબંધી.

ચિરંકાળ (સં.)—(ચિર = લાંબો + કાળ) = લાંબો વખત.

### લાર્ડ વલેસ્લેય.

દીર્ઘદૃષ્ટિ (સં.)—(દીર્ઘ = લાંબુ + દૃષ્ટિ = નજર) = લાંબી નજર, દુરંદેશી.

વૈરભાવ (સં.)—શત્રુપણું, દ્વેષબુદ્ધિ, દુશ્મની, શત્રુતા.

પરિપૂર્ણતા (સં.)—(પરિ = ચોતરફથી + પૃ–પૂર = પૂરવું + ન + તા) = ચોતરફથી ભરેલાપણું.

### નિજામ જોડે કરાર.

તળાવટ—જુક્તિ, તજવીજ.

### મ્હૈસુર જોડે ૩ જો વિગ્રહ.

સહાયભૂત (સં.) સહાય કરનાર, મદદ કરનાર.

### મરાઠી રાજ્ય.

પ્રવૃત્ત (સં.)—(પ્ર = વધારે + વૃત્ = વળવું + ત = ભૂ૦ કૃ૦ પ્ર૦) = વધારે વળેલા, તૈયાર.

### બીજો મરાઠી વિગ્રહ.

નિર્ણયકારક (સં.)—(નિર્ણય + કારક) = નક્કી કરે એવું.

વ્યુહપૂર્વક (સં.)—સંકૃ ખેઓને મજબૂતીથી કરેલી, લડાઇની મજબુત રચના કરેલ.

પાછીપાની—પાછું વળવું, નાસવું, ભાગવું.

—***—

## પ્રકરણ ૧૪ મું.

### નેપાળ જોડે વિગ્રહ.

ત્રાસજનક (સં.)—(ત્રાસ = ભય, બીક + જન્ = પેદા કરવું + અક = કરનાર) = બીક પેદા કરનાર, ભયંકર, ભયાનક, બીહામણું.

### પિંડારી વિગ્રહ.

બાટરી (ઈં.)—મોરચા ઉપર ઓડવેલી તોપો.

સંયોજના (સં.)—(સમ્ = સાથે + યુજ્ = જોડવું + અન

=ક્રિ૦ વા૦ પ્ર૦+ આ = ના૦ જા૦ પ્ર૦) = સાથે જોડેલું, યોજનાથી કરેલી ગોઠવણી, સારી રીતે કીધેલી રચના.

રાગ (સં.) પ્રીતિ.

### છેલ્લો મરાઠી વિગ્રહ.

રેસિડંસી (ઇં.) રેસીડંટની છાવણી.

આશ્રયસ્થાન(સં.)—(આશ્રય + સ્થાન) = આશરાનું ઠેકાણું.

### લૉર્ડ વિલિયમ બેન્ટિક.

ચિંતન(સં.) – (ચિન્ત્= વિચારવું + અન) = વિચારવું, ધારણા.

### બેંટિંકના વસૂલાતખાતામાં સુધારા.

વ્હિગ—રૈયતના હક જાળવવા તથા વધારવાને અને નવા સુધારા કરવા મેહેનત કરનાર રાજદ્વારી મંડળ, લિબરલ. (રાજાની સત્તા વધારવાને ચાલુ રીત રિવાજ કાયમ રાખવા ઇચ્છનારા મતવાળાને ટૉરી કે કૉનસરવેટિવ કહેછે.)

### સતી થવાનો ચાલ બંધ પડયો.

પુણ્યવંત (સં.)—પુણ્યવાળું, પુણ્ય થાય એવું.

ઉલ્લંઘન(સં.)—(ઉત = બહાર + લંઘ્ = ઓળંગવું + અન) ઓળંગવું, તોડવું.

મનુષ્યવધ (સં.) મનુષ્ય = માણસ + વધ = નાશ, માણસને મારવું = નાશ કરવો.

### મ્હૈસૂરપર જપ્તિ બેસાડી અને કુર્ગને ખાલસા કર્યું.

દુર્મતિ (સં.)—(દુઃ = ખરાબ + મતિ = બુદ્ધિ) = ખરાબબુદ્ધિ.

ગેરબંદોબસ્ત (ફા.) ગેર = ઉલટું + બંદોબસ્ત) = બંદોબસ્તથી ઉલટું, ગેરવ્યવસ્થા, ગેરવહીવટ, ખરાબ-વહીવટ-કારભાર, અંધાધૂંધી-અંધેર કારભાર.

### અફ્ગાનિસ્તાનમાંથી ઇંગ્રેજનું પાછું વળવું.

અધમ (સં.)—પાપી, સૌથી હલકું એ અર્થનું વિશેષણ છે. જેમકે ઉત્તમ, મધ્યમ, અધમ.

પોલિટિકલ એજંટ (ઇં.)—(પોલિટિકલ = રાજદ્વારી + એજંટ = આડતીઓ) = ઇંગ્રેજ સરકાર તરફથી દેશી રાજ્યમાં રાજકીય બાબત માટે આડતીઓ રહેછે તે, રેસીડેંટથી ઉતરતા દરજ્જાનો રાજકિય અધિકારી.

જનરલ(ઇં.)—લશ્કરનો ઉપરી,સેનાપતિ,સેનાધિપતિ,સરદાર.

સિવિલિયન (ઇં.) મુલ્કી-ગામખાતાનું કામ જોનાર.

ઑનરેબલ (ઇં.)—નેકનામ, નામદાર, (મોટી પદ્વી ધરાવનારા શખ્સોને માન આપી બોલાવવાનો એ ઇલ્કાબછે.)

બાંહેધરી—જામીનગીરી, હામી.

### વેરવાળનારી ફોજ.

અરિષ્ટ (સં.)—ખરાબ, નેષ્ટ.

બેડસાઈ—બડાઈ, ખોટી પતરાજી, શેખી.

નાટકીય (સં.)—નાટક જેવું.

### લાર્ડ હાર્ડિંગ.

ભ્રમિત (સં.)—( ભ્રમ્ + ઇત ) = ભમેલું, સંશયવાળું, વ્હેમીલું, શંકાશીલ.

### રણજીતસિંહ.

પ્રતિપક્ષી (સં.) ( પ્રતિ = સામે + પક્ષ + ઈ. ) = સામી પક્ષવાળા, વિરૂદ્ધ.

કલહ (સં.) કજીઓ, કંકાસ.

### અર્લ ઓવ ડેલહૌસી.

રાજનીતિ ધુરંધર (સં.) {રાજ + નીતિ + ધુરંધર (ધુરં = ધોસરી + ધૃ = ધરવું + અ = કરનાર) = આગેવાન} રાજકારભારમાં પ્રવીણ—હોંશિઆર થએલો માણસ.

અપેક્ષા (સં.) (અપ + ઈક્ષ્ = જોવું + આ = ના૦ જા૦

પ્ર૦) = કોઈ બીજાની આશા રાખવી તે, ઈચ્છા.
માન સોન્નતિ (સં·) મનસ્ = મનની + ઉન્નતિ = ચઢતી) = મનની ચઢતી, મનુષ્યનાં મનમાં નીતિ વિગેરેનો વધારો કરવો તે.
પબ્લિક વર્ક્સ ડિપાર્ટમેન્ટ (ઇં.)—( પબ્લિક = જાહેર + વર્ક્સ = બાંધકામ + ડિપાર્ટમેન્ટ = ખાતું ) = જાહેર બાંધકામ ખાતું.
ખાતમુહૂર્ત (સં.) {ખાત ( ખન્ = ખોદવું + ત = ભૂ૦ કૃ૦ પ્ર૦) = ખોદવાનું મુહૂર્ત = પાયો નાંખવાનું મુહૂર્ત.
કમનશીબ (કમ (ફા.) + નશીબ (આ.) = ઓછા નશીબ વાળો, મંદ-હીણભાગ્ય, દુર્ભાગ્યવાન.

પંજાબનું શાંતિકરણ.

શાંતિકરણ (સં.) સમાધાના.
વફાદાર {વફા ( આ· ) + દાર (ફા .)} = નીમકહલાલ, ભરોંસો રાખવા લાયક, કૃતજ્ઞ.

લૉર્ડ ડેલહૌસી અને દેશી રાજ્યો.

કરણી (સં.) = (કૃ = કરવું ધા૦) = કૃત્ય, આચરણ, કામ.
સિદ્ધાંત (સં.)—(સિધ્ = સિદ્ધ કરવું + ત = ભૂ૦ કૃ૦પ્ર૦+ અંત) = સિદ્ધ કરેલાંનો છેડો, પોતાની મેળે માલમ પડે એવી સચ્ચાઇ, પ્રત્યક્ષ પ્રમાણ.
હાનિકારક (સં.)—(હાનિ—હન્ = હણવું ધા૦) = નુકસાન + કારક = કરનાર) = નુકસાન કરનાર.
વિરૂદ્ધ (સં.)—( વિ = વધારે + રૂધ્ = અટકાવવું + ત—ભૂ૦ કૃ૦ પ્ર૦) = વધારે અટકાવેલું, ઉલટું, પ્રતિકુળ.
રામભાવ (સં.)—એક બીજાની દાઝ જાણવી તે, દિલસોજી.
પ્રેતસંસ્કાર (સં.) ઉત્તરક્રિયા. મૂએલાની છેલી ક્રિયા, મુએલા પાછળ ક્રિયા કરેછે તે.

ઉચિત (સં.)—યોગ્ય, લાયક, જોઇએ તેવું.

**વારસ નહિ હોવાથી સરકારને મળેલાં દેશી રાજ્યો.**

બિન વારસ (આ.)—(બિન = નહિ + વારસ = વંશજ) = જેનો વંશજ કોઈ નહિ તે.

**અયોધ્યાને ખાલસા કર્યું.**

લંપટ = વિષયી, રંડીબાજ, છીનાળવો, વ્યભિચારી, રાંડોનો ચોર.

હિતેચ્છુ (સં.) {હિત = ભલું + ઇચ્છુ (ઇષ્ = ઇચ્છવું + ઉ = કરનાર} = ભલું ઇચ્છનાર, શુભેચ્છુ, શુભેચ્છક, શુભ—ભલું ચહાનાર, શુભ વાંછક.

**ખાલસા કરવાનાં કારણ.**

અપીલ (ઈં.)—એક કોર્ટના કરેલા ફેસલા ઉપર નારાજી થઈ તેથી ઉપરની કોર્ટમાં ફરિઆદ કરવી તે.

**અર્લ કાન્નિંગ.**

ભવિષ્ય સૂચક (સં.) {ભવિષ્ય (ભૂ = હોવું ધા૦) + સૂચક = સૂચવનાર) = ભવિષ્ય બતાવનાર.

ગ્રસ્ત (સં.)—( ગ્રસ્ = લેવું + ત = ભૂ૦ કૃ૦ પ્ર૦ ) = લઈ લીધેલું, કચરી—બુડાડી નાંખેલું.



# प्रकरण १५ मुं.

સર્વોત્કૃષ્ટ (સં.)—( સર્વ + ઉત્કૃષ્ટ ) = સહુથી ઉમદા, ઘણુંજ સરસ.

સંકલ્પ (સં.)—(સમ્ + કલ્પ્ = કલ્પના કરવી + અ) = વિચાર, ઠરાવ, નિશ્ચય.

**બળવાનો ફેલાવ.**

મદદનિશ (આ.)—મદદકરનાર, મદદગાર, આસિસ્ટંટ.

ઈમાનદાર (આ.)—વિશ્વાસ—આકીનવાળું, વફાદાર, નિમકહલાલ, કૃતજ્ઞ, ભરોસો રાખવા યોગ્ય,
ખેરાતાળ—ઉડાઉ, બહુખરચાળ, હાથનો છૂટો, સખી.

લકનૌ.

કારી (ફા.)—નાશકારક, મરણ થાય એવું, મરણતોલ.

કંપનીના પટાનો સાર.

બિલ (ઈં.)—કાયદાનો મુસદ્દો-ખરડો.
બોર્ડ ઓવ કન્ટ્રોલ (ઈં)(બોર્ડ = સભા, મંડળી + ઓવ = નું + કન્ટ્રોલ = હકુમત ચલાવનાર, = હકુમત ચલાવનાર મંડળી ( ઈંગ્લાંડમાં કંપનીના ડાયરેક્ટર ઉપર દેખરેખ રાખનાર સભા ૧૭૮૪ માં નીમાઈતે.)
આક્ટ (ઈં.)—કાયદો, ધારો, કાનુન.
લૉકમિશન (ઈં.)—(લૉ = કાયદો + કમિશન જુઓ પૃ૦ ૬૨) = કાયદો કરનારૂં કમિશન.

રાજ્યગાદીના તાબામાં હિંદનો મુલક આવ્યો.

વાક્ચતુરાઈ (સં.)—(વાક્ = વાણી + ચતુરાઈ) = વાણીની ચતુરાઈ.
રોયલસરવિસ (ઈં.)—(રોયલ = રાજાનું, બાદશાહી+ સર્વિસ = નોકરી) = બાદશાહી નોકરી.



# प्रकरण १६ मुं.

માગ્નાચાર્ટા (માગ્ના = મોટો + ચાર્ટા = પટ્ટો) = મોટોપટ્ટો, સનદ, ઇંગ્લાંડની હાલની રાજ્યવ્યવસ્થાનો મૂળ પાયો, (એ ત્યાંના જોનરાજાના વખતમાં ૧૨૧૫માં મંજુરથયો.

લૉર્ડ એલગિન.

ભૂમિદાહ (સં) ( ભૂમી = જમીન+દાહ )= જમીનમાં દાટવું

તે, મુએલા માણસને દફણાવવું (દાહપ્રત્યયના દાખલા– અગ્નિદાહ = બાળવું, ભૂમિદાહ, = દાટવું સૂર્યદાહ= પારસીઓ કરે છે, તે, જળદાહ.

લોર્ડ લારેન્સ.

વેસ્ટમિન્સ્ટરઆબી—લંડનમાં આ એક મોટું દેવળ પાર્લામેંટના મહેલની પડોશમાં છે. તેનું બાંધ કામ ઘણુંજ જોવા લાયક છે. તેમાં ઈંગ્લાંડના રાજા, રાણી, મોટા ધર્મગુરૂ, નામાંકિત વિદ્વાન, કવિઓ વિગેરેનાં પૂતળાં અને કબરો છે.

લોર્ડમેયો.

શેરેતોરે—ફતેહમંદીથી.

સ્થાનિક સ્વરાજ્ય (સં.) {સ્થાનિક(સ્થાન+ ઈક ) = અમુક ઠેકાણા સંબંધી + સ્વરાજ્ય = પોતાનું રાજ્ય) = અમુક ઠેકાણાનો પોતાનો કારભાર પોતાની મેળે કરવો તે.

પ્રદીપ્ત (સં) (પ્ર = વધારે + દીપ્ =બળવું + ત–ભૂ૦ કૃ૦પ્ર૦) = પ્રગટ, ખુલ્લું.

હાજત (ફા.)—તંગી, જરૂરી જોઇતું હોય તે.

લાર્ડ લિટન.

અનાવૃષ્ટિ (સં.)—વરસાદ ન વરસે તે.

આપત્તિ (સં.)—આ = મર્યાદામાં + પત્ = પડવું + તિ = પણું) = મર્યાદામાં પડવાપણું, આફત, માઠા બનાવ.

સત્વર (સં.)—જલદી, તુરત, ઝટપટ, તાબડતોબ.

સૂચીપત્ર (સં.)—જે દેખાડે છે-જણાવે છે તે, સાંકળીઉં, અનુક્રમણિકા.



# शुद्धि पत्र.

| પૃષ્ઠ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧ | ૨૪ | ઉનું. | ઊનું. |
| ૨ | ૨ | સમ્. | સમ. |
| ૨ | ૨૪ | સમ્. | સમ. |
| ૩ | ૧૩ | મેન. | મેન. |
| ૪ | ૪ | રેલ. | રેલે. |
| ૪ | ૭ | કશ્યપ. | કશ્યપની. |
| ૫ | ૧૭ | ધૂ. | ધૂં. |
| ૬ | ૧૪ | જુનું. | જૂનું. |
| ૮ | ૧૨ | બ્રિટીશ. | બ્રિટિશ. |
| ૯ | ૧૩ | લાર્ડ કીમ્બર્લીછે. | સર રીચર્ડ ક્રૉસ છે |
| ૯ | ૨૨ | નોન. | નૉન. |
| ૯ | ૨૩ | પ્રોવિન્સિ. | પ્રોવીન્સિસ. |
| ૯ | ૨૬ | ફ્રચ | ફ્રેંચ |
| ,, | ૨૭ | સમાવેશ | સમાવેશ(સં.) |
| ૧૦ | ૯ | કમતાક્ત | કમતાકત |
| ૧૨ | ૨૦ | રસ. | રસ્. |
| ૧૫ | ૧૨ | ઈત. | ઈ. |
| ૧૫ | ૧૭ | દિવ્ય્. | દિવ્. |
| ૨૧ | ૨૧ | સ્મર. | સ્મર્. |
| ૨૨ | ૨૩ | ઊપાસના. | ઉપાસના. |
| ૨૩ | ૧૮ | કત્. | કૃત્. |
| ૨૪ | ૨૨ | કૃ | હ |
| ૨૬ | ૨૩ | (= મર્યાદામા | (આ=મર્યાદામાં |
| ૩૦ | ૧૪ | દાખવું. | દાબવું. |
| ૩૦ | ૨૦ | સમજવું. | સમજતું. |

| પૃષ્ઠ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૩૨ | ૭ | (જ નહીં તે) | દ્વૈત. |
| ૩૨ | ૧૧ | દેશ. | દૃશ્. |
| ૩૨ | ૧૮ | લાકિક. | લૌકિક. |
| ૩૩ | ૨૦ | આવવું | આણવું. |
| ૩૩ | ૨૪ | જ્યોતિષરી. | જ્યોતિષજ્ઞ. |
| ૩૩ | ૨૪ | જ્યોતિર્વેદ્. | જ્યોતિર્વિદ્. |
| ૩૭ | ૧ | દિશ્. | દેશ. |
| ૩૭ | ૨૫ | વાસ્. | વસ્. |
| ૩૮ | ૧૨ | સ્પરધા | સ્પર્ધા |
| ૩૮ | ૨૫ | ખડીઆ. | ખંડીઆ. |
| ૪૦ | ૨૨ | પુન્ય. | પૂજ્ય. |
| ૪૨ | ૬ | (સં) | (ફા.) |
| ૪૪ | ૧૦ | બાદ્ધમાર્ગી. | બૌદ્ધમાર્ગી. |
| ૪૫ | ૨૩ | અક. | એક. |
| ૪૯ | ૨૧ | વિશેશે. | વિશેષે. |
| ૫૦ | ૬ | વર્ણશંકર. | વર્ણસંકર, |
| ૫૨ | ૧૩ | મુત્તિ. | મૂર્ત્તિ. |
| ૫૪ | ૧૫ | નિસ | નિસ્-નિઃ |
| ૫૫ | ૭ | કૃ (ધાતુ) | ધૃ (ધાતુ) |
| ૫૭ | ૧૧ | હુંશિઆરી. | હુશિઆરી. |
| ૬૬ | ૬ | ધર્માનુંસાર. | ધર્માનુસાર. |
| ૬૭ | ૧ | સ્નારા | સ્નારી |
| ૬૯ | ૧૧ | અનું | અનુ. |
| ૭૧ | ૯ | ખનરેજી | ખૂનરેજી. |
| ૭૧ | ૯ | ખૂની મરકી. | ખૂના મરકી. |
| ૭૧ | ૨૩ | ડ | ડ. |

# ખબર.

હંટરકૃત હિંદનો ઇતિહાસ વિદ્યાર્થીને સમજવાને વિકટ છે તે સહેલથી સમજવાને આ ચોપડી એક શિક્ષક તરીકે ગરજ સારશે, એટલુંજ નહીં પણ વાંચનમાળાના ઘણાક જાણવાજોગ શબ્દોની વ્યુત્પત્તિ, પર્યાય અને અર્થનું જ્ઞાન મેળવવાનો હેતુ પણ તેથી અછી રીતે પાર પડશે.

કીંમત ઉપરાંત પોસ્ટેજનો અર્ધો આનો, બહારના ગ્રાહકે આપવો પડશે.

દેશાવરના ગ્રાહક પાસેથી છૂટક નકલના પોસ્ટેજ સહિત કીંમતના રૂ૦-૭-૦ લેવામાં આવશે. પરંતુ સામટી લેનારને નીચેને ભાવે કમીશન આપવામાં આવશે.

રોકડે લેનારને કમીશન.

| નકલ. | ટકા. | પોસ્ટેજ. |
|---|---|---|
| ૧૦ થી ૨૫ સુધી. | ૧૦ | માફ. |
| ૨૫ થી ૫૦ | ૧૨॥ | ,, |
| ૫૦ થી ઉપર. | ૧૫ | ,, |

અગાઉથી પૈસા મોકલ્યા વગર મંગાવનારને પુસ્તકો વેલ્યુપેબલ પારસલથી મોકલવામાં આવશે.

આ ચોપડી નીચે લખેલ ઠેકાણેથી રોકડી કીંમતે મળશે.

**અમદાવાદ**—રા. હરીવલ્લભદાસ મોરલીધર ફીમેલ ટ્રે. કો. ની પ્રેકટીસીંગ સ્કુલના હેડમાસ્તર.

**મુંબઈ**— પંડિત જ્યેષ્ટારામ મુકુંદજી ઇશ્વરદાસ લાયબ્રેરી.

**રાજકોટ**—રા. હરીલાલ વલ્લભરામ ગૂ૦ શાળાપત્રની ઓફીસ.

**કચ્છભુજ**—રા.રા. જગનાથ જેઠાલાલ ડે. એ. ઈ. સાહેબ પ્રાં. કચ્છ. બુકસેલર સર્વેશ્વર ચતુર્ભુજની દુકાન.

**અંજાર**—લખનાર પાસેથી.

લી. દયાશંકર શામજી.